# ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

# સ્ત્રી અને પુરુષ





પ્રકાશક પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ

# ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

ગ્રન્થ બીજો

## સ્ત્રી અને પુરૂષ

# સ્ત્રી અને પુરુષ

ટોલ્સ્ટોયકૃત

'પ્રેમનો દંભ' એ વાર્તાના

ભાષ્યતુલ્ય લખાણોનો સંગ્રહ

અનુવાદક

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ



પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

સં ૧૯૮૭ કિં. ૧-૦-૦

Men and women should be educated, both by their parents and by public opinion, to look upon falling in love and the sexual affection connected with it, both before and after marriage, not as a poetical, elevated condition, as at present, but as an animal condition degrading to men, and that a violation of the marriage promise of fidelity should be censured by public opinion at least as severely as violations of monetary obligations and commercial frauds, and not extolled as it is now in novels, verses, songs, operas etc.

—*Tolstoy*

लोके व्यवायामिषमद्यसेवा नित्यास्ति जन्तोर्नहि तत्र चोदना ।
व्यवस्थितिस्तेषु विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा ॥

—व्यासः

For me it is sad to think that I have lived my life like a brute, and that I cannot now retrieve it,—sad, chiefly because it will be said: " It is all very well for you, a dying old man, to say this, but you have lived differently. When we get old we will say the same." It is in this that the chief retribution for sin consists—one feels that one is an unworthy tool for the transmission of God's will, soiled and spoilt. But then one has the consolation that others will be as they ought. May God help you and others.

—*Tolstoy*

સ્ત્રી અને પુરુષને માબાપોએ તેમ જાહેર લોકમતે એવી કેળવણી આપવી જોઇએ કે જેથી પ્રેમમાં પડવાનું કાર્ય, તેમ તેના સહચારી અંગરૂપ કામવૃત્તિ—પછી એ પ્રેમપ્રસંગ અને કામવૃત્તિ લગ્નપૂર્વવર્તી હોય કે લગ્નપશ્ચાદ્વર્તી હોય તોપણ—એને અત્યારની પેઠે કાવ્યમય ઉદાત્ત ઉન્નતિકારક ભાવનાઓ કે ક્રિયાઓ તરીકે નહિ પણ માનવીને અવનતિકારક એવી પાશવ વૃત્તિઓ તરીકે તેઓ જોવા લાગે. અને લગ્નપ્રસંગે લેવાએલી એકનિષ્ઠાની પ્રતિજ્ઞાના ભંગને, અત્યારે વાર્તાઓ, કાવ્યો, ગાયનો, ને સંગીતખેલોમાં વખાણી-વખાણીને સાતમે આસમાને ચડાવી દેવામાં આવે છે તેમ ન કરતાં, જાહેર લોકમતે તેની કંઈ નહિ તો પૈસાની લેવડદેવડના સંબંધમાં કરાએલા પ્રતિજ્ઞાભંગ કે વચનભંગ તથા વેપારના ક્ષેત્રમાં કરેલી દગલબાજીના જેટલી નિંદા તો કરવી જ જોઇએ.

—ટૉલ્સ્ટૉય

જગતમાં મૈથુન, માંસ, અને મદ્યનું સેવન એ જીવમાત્રને નિત્ય છે, એનું સેવન કરવાને બહારથી કોઇ પ્રેરણા કે આજ્ઞા કરવાની હોય નહિ. એ વિષયોના ઉપભોગમાં વ્યવસ્થા કરવાના હેતુથી લગ્ન, સોમયાગ અને સૌત્રાયણીની યોજના કરેલી છે, પણ તેમાંએ, નિવૃત્તિ—સંપૂર્ણ વિષયોપરતિ—એ ઇષ્ટ છે.

—વ્યાસ

મને ખેદ થાય છે કે મેં મારું જીવન જાનવર જેવું ગાળેલું, અને હવે જે થઇ ગયું તે કોઇ રીતે ન થયું થઇ શકે એમ નથી, ને આ ખેદ થવાનું મુખ્ય કારણ એ છે કે લોકો કહેવાનાં કે: "તારા જેવા ઘરડા મરણકિનારે બેઠેલા માણસને આ બધું બોલવાનું ઠીક સૂઝે છે, પણ તેં પોતે તો જુદી જ જાતનું જીવન ગાળેલું. ઘરડાં થઇશું ત્યારે તો અમે ય તારા જેવું જ કહેવાનાં." પાપની મુખ્ય શિક્ષા આમાં જ રહેલી છે કે માણસને પછી એમ લાગ્યા કરે છે કે ઇશ્વરના આદેશનો પ્રચાર કરવાને, પતિત અને ભ્રષ્ટ થએલ હોવાથી, પોતે યોગ્ય સાધન કે વાહનરૂપ બની શકે એમ નથી. પણ છતાં એટલું આશ્વાસન રહે છે કે મારું તો જે થયું તે થયું, પણ બીજાંઓ તો વાસ્તવિક રીતે જેવાં હોવાં જોઇએ તેવાં જ થશે. એવાં થવામાં ઇશ્વર તમને અને બીજાંઓને સહાય થાઓ.

—ટૉલ્સ્ટૉય

# અનુક્રમણિકા

# મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | છેલ્લેથી ૬ | તેમાંનાં | તેમાંના |
| ૧૨ | ૪ | ચારિત્ર્યબુદ્ધિ | ચારિત્ર્યશુદ્ધિ |
| ૧૩ | ૧૩ | ભાલા | ભાલાં |
| ,, | ૧૫ | ઈસુની | ઈસુના |
| ૨૮ | ૧૮ | ઉપભોગરૂપ, ન | ઉપભોગરૂપ ન |
| ૪૨ | ૬ | પ્રવર્તી જાય | પ્રવર્તી રહી |
| ,, | ૧૨ | આદર્શ પ્રમોદ | આદર્શ વસ્તુ પ્રમોદ |
| ૪૫ | ૭ | લડવા જાઉં | લડવા તો જાઉં |
| ૪૬ | ૧ | મૂઠીઓ | મૂઠીઓ |
| ૫૨ | છેલ્લેથી ૮ | તે ચડિયાતાં | ને ચડિયાતાં |
| ૬૨ | ૬ | એ છે." | એ છે. |
| ,, | છેલ્લેથી ૭ | તમારો ભાર | મારો ભાર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૪ | ૨ | આવું જો | આવું |
| ,, | છેલ્લી | તુલ્ય, જ | તુલ્ય જ |
| ૭૪ | ૧ | અશ્રુગતરૂપ | અશ્રુગર્તરૂપ |
| ૭૫ | છેલ્લેથી ૨ | અથવા એ | અથવા આ |
| ૭૮ | ,, ૨ | સહાયક | સહાયરૂપ |
| ૮૧ | ,, ૬ | એવાં | એવો |
| ૮૨ | ૧૫ | ઉમિપ્રેરિત | ઊર્મિપ્રેરિત |
| ૮૭ | છેલ્લેથી ૪ | કરવા | કરવાને |
| ૯૧ | ૧૭ | ગર્ભાદાન | ગર્ભાધાન |
| ૯૪ | ૨ | બાળકા | બાળકો |
| ૯૯ | ૩ | માંડું | કરવા માંડું |
| ૧૦૩ | ૧૪ | તેમણે | તેણે |
| ૧૧૫ | છેલ્લેથી ૫ | કુટુંબ જોડે | કુટુંબપ્રેમ જોડે |
| ૧૨૦ | ૯ | એ વિશે | એકબીજા વિશે |
| ૧૩૯ | છેલ્લેથી ૨ | પરિસ્થિતિ | પરિસ્થિતિની |
| ૧૪૩ | ૭ | gometrical | Geometrical |



# નિવેદન

માનવમાત્રમાં મરણભીતિ રહેલી છે. બેકન આ મરણભીતિનું પૃથક્કરણ કરીને કહે છે કે મૃત્યુ ખરેખર ભયંકર છે તેથી આવી ભીતિ ઊપજે છે એવું કંઇ નથી, પણ માનવચિત્તમાં મૃત્યુના ખ્યાલની આસપાસ જે અધ્યાસપિંડ કે વળગણસમૂહ ( mass of associations ) જામેલો છે તેને લીધે મૃત્યુ ભયંકર લાગે છે. અર્થાત્ માણસ મરી જાય છે ત્યારે શોકસૂચક જે ધોળો કે કાળો પોશાક પહેરવામાં આવે છે, કાણકૂટણું કરવું, મોં વાળવાં, મરશિયા કે રાજિયા ગાવા, કે બીજી રીતે વિલાપ કરવો એવો જે રિવાજ છે, તથા લોકમાનસની અંદર મરણોત્તર સ્થિતિ વિશે પરંપરાપ્રાપ્ત જે અસ્પષ્ટ ભીતિના ભાવો રહેલા હોય છે તે સઘળા સંસ્કારોનો સમૂહ માનવીની કલ્પનાશક્તિને ભડકાવી મૂકે છે, અને વસ્તુતઃ જેમાં ભય જેવું બિલકુલ નથી, ને સ્વસ્થ સ્થિતપ્રજ્ઞ મનોદશામાં માણસને પોતાને પણ જેમાં ભય જેવું કશું લાગે નહિ તે મૃત્યુ તેની આસપાસ વીંટળાએલા આ અધ્યાસપિંડને લીધે મહાન ભીતિવિષય બની જાય છે. હવે જે વાત આમ મરણભીતિના સંબંધમાં સાચી છે તે વાત મરણભીતિની પેઠે માનવમાત્રમાં

વસી રહેલી બીજી સહજ વૃત્તિ જે કામાસક્તિ તેના સંબંધમાં પણ સાચી લાગે છે. આ કામાસક્તિનું જો આપણે એકનની પેઠે પૃથક્કરણ કરીએ તો એ પણ મરણબીતના જેવી જ મિથ્યા નથી લાગતી? સકલ જગત જેમાં અનાદિ કાળથી લુબ્ધ બની ગએલ છે એ વિષયસેવનને જો તટસ્થ ભાવે નિરખીએ, શરીરશણગારની સામગ્રીને લીધે વધતી વિષયભોગની મોહની, સાહિત્યકલાદિમાં એ વસ્તુનું કરેલું વિકારવર્ધક વર્ણન ખ્યાપન, તથા વિષયાનન્દ વિશેના પરંપરાપ્રાપ્ત ખ્યાલો એ બધાએ આરોપેલી રમણીયતા અળગી કરી એ વસ્તુને એના યથાર્થ સ્વરૂપમાં જો આપણે જોવા યત્ન કરીએ તો એનું સઘળું આકર્ષણ પછી અકારણ નથી લાગતું?

આવો પ્રશ્ન કોઈ પણ વિચારશીલ મનુષ્યના મનમાં વારંવાર ઊઠ્યા વગર રહેતો નથી, એટલું જ નહિ પણ એક બાજૂથી વિષયની આવી તુચ્છતા ને બીજી બાજૂથી ભલભલાને પરવશ કરી મૂકે એવું વિષયવૃત્તિનું અપ્રતિહત શાસન જોઈને ઘણીવાર એ આભો પણ બની જાય છે. અને માણસ જેમ વિશેષ ભાવક્ષમ, વિશેષ તત્ત્વજિજ્ઞાસુ, તથા જીવનજગતને જેવાં છે તેવાં ન સ્વીકારી લેતાં તેમાં ઉન્નતિકર પરિવર્તન કરવાની વૃત્તિવાળો—અર્થાત્ એ જેમ વિશેષ સ્વતંત્ર દૃષ્ટિવાળો ને વિશેષ અસમાધાનશીલ,—તેમ આ પ્રશ્ન એના ચિત્તને વિશેષ તીવ્ર રીતે દમે છે. ટોલ્સ્ટોય આવો પુરુષ હતો. માનવીનાં ઉચ્ચાવચ સર્વ લક્ષણો કે ધર્મો એનામાં ઉત્કટ રૂપમાં આવિર્ભૂત થએલાં હતાં. એટલે એણે વિષયવાસનાનો દુર્દમ પ્રભાવ અનુભવ્યો હતો તેમ એ દુર્દમ પ્રભાવમાંથી વિમુક્ત થવાની આતુર ઇચ્છા પણ એણે અનુભવી હતી. તેથી આ વિષય એના વિચારજીવનમાં અગ્રવર્તી સ્થાન ધરાવતો હતો. આ વસ્તુસ્થિતિનાં બે ફળ જગતને મળ્યાં: એક ફળ તે 'પ્રેમનો દંભ' એ વાર્તા; અને બીજું ફળ આ 'સ્ત્રી અને પુરુષ' એ લખાણસંગ્રહ.

'લખાણસંગ્રહ' એ શબ્દ ઉપરથી જ સમજી શકાશે કે ટૉલ્સ્ટૉયે પોતે આ વિચારો સુશ્લિષ્ટ ગ્રંથાકારે પ્રદર્શિત કરેલા નહિ, પણ 'પ્રેમનો દંભ' એ વાર્તાના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે એમાંના ઉદ્દામ, પરિવર્તનકારી વિચારોથી વાચકજગતમાં ચોગમ જે ખળભળાટ મચેલો, અને તેને પરિણામે ટૉલ્સ્ટૉય પર પત્રોનો જે વરસાદ વરસેલો તેના ઉત્તરરૂપે તેમ તત્સંબંધી નિત્યનોંધરૂપે કરાએલાં લખાણોનો જે સંગ્રહ અંગ્રેજીમાં 'The Relations of the Sexes' એ નામે પાછળથી એના બે પ્રશંસકો (V. T. & A. E. F.) એ પ્રકટ કરેલો તેનો આ અનુવાદ છે. આમ મૂળ આ લખાણ પ્રકાશનના ઉદ્દેશથી કરાએલું નહિ, તેથી આમાં કોઈ શૈલીની શોભા નિરખવા જશે તો નિરાશ થશે. એ જ કારણે આમાંના વિચારો કોઈ એક જ વ્યક્તિ કે વર્ગને અનુલક્ષીને કરેલા કે ટપકાવેલા નહિ, પણ ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન વિકાસભૂમિકાએથી ભિન્ન ભિન્ન મનોદશામાં આ વિચારો વ્યક્ત કરવામાં આવેલા. એટલે એમાં પૂર્વાપરસંગતિ પણ સર્વત્ર નહિ જડે. ઊલટું કવચિત્ પરસ્પર વિરોધી હોય એવું લખાણ પણ નજરે પડશે. પણ છતાં ટૉલ્સ્ટૉયનો અંતિમ નિર્ણય આ સંગ્રહમાં સ્થળે સ્થળે અસંદિગ્ધ શબ્દોમાં પ્રકટ થએલો છે તથા એના એકંદર તાત્પર્ય વિશે કોઇને કશી શંકા રહે એવું નથી, એટલે આવા ગણ્યાગાંઠ્યા, આંતરવિરોધનું સમાધાન વિવેકી વાંચનાર પોતાના મેળે કરી લેશે એવી આશા છે.

સ્ત્રીપુંસાકર્ષણનો આ વિષય માનવજીવનમાં કેટલો મહત્ત્વનો છે અને આ વિષયમાં ટૉલ્સ્ટૉયનું દૃષ્ટિબિન્દુ કેવું વિશુદ્ધિપ્રેરક છે એ 'પ્રેમનો દંભ' જેણે વાંચેલ હશે તે સહેજે સમજી શકશે. એટલે એવા વાચકને પછી આ વિષયની આવી બેધડક ખુલ્લી ચર્ચામાં અશ્લીલતા, અસભ્યતા કે સુરુચિભંગની ગંધ નહિ આવે. જેણે એ પુસ્તક ન વાંચ્યું હોય તેને આંહીં વિનંતિ કરવાની કે

આ સંગ્રહ કોઈએ પોતાની વિષયપરાયણતાને ગલીપચી કરવાના હેતુથી હાથમાં લેવાનો નથી. જે કોઈ આ વાંચે તે એક બાજૂથી સમાજપ્રચલિત વ્રીડા, ગોપનવૃત્તિ, સુરુચિદંભ ને બીજી બાજૂથી નિંદ્ય કામુક્તા ને મલિન કૌતુકવૃત્તિનો ત્યાગ કરી ચારિત્ર્યશોધકની વિશુદ્ધિકાંક્ષી નિર્વિકાર વૃત્તિથી જ વાંચે.

ઘણાંને આમાંનો આદર્શ માનુષી શક્તિ ઉપરવટનો લાગશે, ને આમાંના વિચારો અન્તિમ કોટિના જણાશે. કેટલાંકને આ પુસ્તક કોઈ અર્વાચીન ભર્તૃહરિના અભિનવ ‘ વૈરાગ્યશતક ’ જેવું કે વીસમી સદીના ‘ યોગવાસિષ્ઠ ’કારના નૂતન ‘ વૈરાગ્યપ્રકરણ ” જેવું લાગશે. પણ એકદમ છળી ઊઠવાને બદલે વાચક જો શાન્તિથી વાંચશે તો પોતાના ગજા પ્રમાણે પોતે અનુસરી શકે એવું પણ ઘણું આમાંથી એને મળશે. અને એકંદરે તો દહાડે દહાડે વધતી જતી વિલાસપ્રિયતાના આજના જમાનામાં ટૉલ્સ્ટૉયના આ વિચારો સર્વથા પથ્ય ને હિતકર જ નીવડશે એવી શ્રદ્ધા છે. આ વિચારોનું ચિન્તન કરી, અત્યારે મદનમન્દિરના મોહમાં પડેલા માણસો મદનદહનની લતે ચડશે—નિતાન્ત મદનદહન કઠિન લાગે તો યથાશક્તિ મદનદમન કરવા મથશે—તો ટૉલ્સ્ટૉયનું આ લખાણ ગુજરાતીમાં ઉતાર્યું સાર્થક લેખાશે.

ઉમરાળા
ભાદરવા વદ ૬,’૮૭ } વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

સંસારશાસ્ત્રની દૃષ્ટિએ મ્હને તો એક જ ભૂલ લાગે છેઃ પુણ્યભાવનાની પદભ્રષ્ટતા ને સૌન્દર્યભાવનાની સર્વોપરિતા. ........સૃષ્ટિમાં સર્વોપરિ પુણ્ય ને પ્રભુ. એ લોપાય એત્રાં શિક્ષણ કે સંસાર ન હોય.

—ન્હાનાલાલ

૧

# 'પ્રેમના દંભ'નો અનુલેખ

'પ્રેમનો દંભ' ('ધ ક્રુત્ઝર સોનેટા') નામની વાર્તામાં મેં ચર્ચેલા વિષયના સંબંધમાં મારા વિચારો સાદી ને સ્પષ્ટ ભાષામાં સમજાવવાની માગણી કરતા અનેક અપરિચિત વ્યક્તિઓના પત્રો મને મળ્યા છે ને હજુ મળ્યા કરે છે. તેથી આ માગણીનો સ્વીકાર કરી, એ વાર્તામાં મેં જે પ્રતિપાદન કરવા ધારેલું, ને મારા મત પ્રમાણે એ વાર્તામાંથી જે અનુમાનો કે સિદ્ધાંતો ફલિત થઈ શકે તે સઘળાનો સાર બને તેટલા સંક્ષિપ્ત સ્વરૂપમાં સ્પષ્ટ કરવા અહીં હું પ્રયત્ન કરીશ.

પ્રથમ તો મેં એ વાતનું પ્રતિપાદન કરવા ધારેલું કે આપણા સમાજના એકેએક વર્ગમાં જડ ઘાલી બેઠેલી ને આભાસવિજ્ઞાનનું સમર્થન પામતી એક દૃઢ માન્યતા છે કે, આરોગ્યને અર્થે સંભોગની અનિવાર્ય અગત્ય છે, ને લગ્નાવસ્થા સર્વદા શક્ય કે વ્યવહાર્ય નહિ હોવાથી પુરુષને માથે પૈસા ચૂકવવા ઉપરાંત અન્ય કોઈ પણ

ફરજ ન નાખે એવો લગ્નસંબંધ વગરનો સંભોગ સર્વથા નૈસર્ગિક છે ને તેથી ઉત્તેજનપાત્ર છે.

આ માન્યતા એટલી બધી સાધારણ ને અચળ બની ગઈ છે કે દાક્તર લોકોની સલાહને અનુસરીને માબાપો પોતાનાં સંતાનોના દુર્ગુણને ઉત્તેજન આપે છે, સરકાર—જેનું સાર્થક્ય પોતાના નાગરિકોના નૈતિક કલ્યાણની સંભાળમાં જ રહેલું છે તે—દુર્ગુણને માટે પ્રબંધ કરે છે; અર્થાત્ પુરુષોની સ્વકલ્પિત અગત્યને પહોંચી વળવા માટે એક આખા સ્ત્રીવર્ગની વ્યવસ્થિત યોજના કરે છે—જે સ્ત્રીઓના નસીબમાં શારીરિક ને આધ્યાત્મિક વિનાશ સિવાય બીજું કશું પછી રહેતું નથી; અને અંતરની કશી પણ અરેરાટી વિના અપરિણીત પુરુષો પછી દુર્ગુણ કે અનીતિની લતે ચડી જાય છે.

એટલે મેં એમ પ્રતિપાદન કરવા ધારેલું કે આ ખોટું ને ગેરવાજબી છે, કેમકે અમુક માણસોના આરોગ્યને ખાતર બીજા માણસોના રક્તનું પાન કરવું એ જેમ આવશ્યક ન હોઇ શકે, તેમ અમુક માણસોના આરોગ્યને ખાતર બીજાઓનાં શરીરો ને આત્માઓનું સત્યાનાશ વળી જાય—બીજાઓનાં શરીર તેમ આત્મા બરબાદ બની જાય—એ આવશ્યક ન હોઈ શકે.

આ ઉપરથી જે અનુમાન નૈસર્ગિક રીતે ફલિત થતું મને લાગે છે તે એ છે કે, આવી ભૂલ કે ભ્રમણાને કોઈએ વશ થવું ન ઘટે. ને એવી ભ્રમણાને વશ ન થવાય એટલા માટે પ્રથમ તો, માણસે અનીતિમૂલક પ્રતિપાદનો ઉપર લેશમાત્ર શ્રદ્ધા કે વિશ્વાસ રાખવો નહિ, પછી ચાહે તેવાં આભાસવિજ્ઞાનોનું સમર્થન એ પ્રતિપાદનોને ભલેને મળતું હોય; ને બીજું એ કે, જેમાં પુરુષો સંભોગના સ્વાભાવિક પરિણામરૂપ સંતાનોના બોજામાંથી

જાતે છટકી જઈ શકે ને એ પરિણામરૂપ સંતાનોનો સમસ્ત બોજો એકલી સ્ત્રીઓ ઉપર નાખે, જેને પરિણામે એ સ્ત્રીઓને પછી સંતતિનિરોધના કૃત્રિમ ઉપાયો યોજવા પડે એવો સંભોગ—એવું વિષયસેવન—એ નીતિના સાદામાં સાદા નિયમોના પણ ઉલ્લંઘનરૂપ છે ને તેથી હીચકારાપણાથી ભરપૂર છે એ વાત માણસે સમજી લેવી ઘટે. અને તેથી જે અપરિણીત પુરુષો હીચકારું જીવન ગુજારવા ન માગતા હોય તેમણે આવા વિષયસેવનથી વિદૂર રહેવું ઘટે.

પુરુષોને જો બ્રહ્મચર્યપાલનની ઇચ્છા હોય તો તેમણે સ્વાભાવિક—નિસર્ગનિયમાનુસારી—જીવન ગાળવું જોઈએ, એટલે પછી ન તેમનાથીં મદ્યપાન કરાય કે ન અમિતાહાર કરાય, ન માંસભક્ષણ થાય કે ન શારીરિક શ્રમનો (કેવળ વ્યાયામ નહિ પણ થકવી નાખે એવી મજૂરીનો ) અનાદર થાય; અને જેમ માતા, ભગિનીઓ, નિકટ સંબંધ ધરાવતી સ્ત્રીઓ કે મિત્રપત્નીઓ સાથે સંભોગના સંભવની કલ્પના ન કરી શકાય, તેમ અપરિચિત સ્ત્રીઓ સાથે પણ સંભોગના સંભવની કલ્પના તેમનાથી ન કરાય. બ્રહ્મચર્યપાલન શક્ય ને સંભવિત છે, એટલું જ નહિ પણ બ્રહ્મચર્યભંગ કે ખંડન કરતાં આરોગ્યને ઓછું ભયાવહ ને હાનિકારક છે તેનાં સેંકડો ઉદાહરણો દરેક પુરુષને પોતાની પરિસ્થિતિમાંથી મળી રહેશે.

મેં કહેવા ધારેલી પહેલી વાત આ.

બીજી વાત એ છે કે, સ્ત્રીસંભોગ આરોગ્યને માટે આવશ્યક તેમ પ્રમોદની વસ્તુ છે, એટલું જ નહિ પણ જીવનમાં માનવીને મળેલ એક કાવ્યમય ને ઉદાત્ત આશીર્વાદ, વર કે બક્ષિસરૂપ છે એવી આપણા શિષ્ટ સમાજમાં પ્રવર્તતી માન્યતાને પરિણામે, આપણા સમાજના સઘળા વર્ગોમાં ( મુખ્યત્વે કરીને લશ્કરી

નોકરીને પરિણામે ખેડૂત વર્ગમાં) લગ્નજીવનની બેવફાઈ એ અત્યંત સામાન્ય પ્રસંગ બની ગયો છે.

ને હું માનું છું કે આ ખોટું અને ગેરવાજબી છે. અને એ ઉપરથી જે વાત ફલિત થાય છે તે એ છે કે, લોકોએ આવું દુરાચરણ મૂકી દઈ આ અનર્થોને દૂર કરવા જોઈએ.

અને આ અનર્થો દૂર કરવા માટે સ્ત્રીપુરુષ વચ્ચેના પ્રેમ વિશેની માન્યતામાં પરિવર્તન કરવાની આવશ્યકતા છે. એટલે કે માબાપોએ તેમ જાહેર લોકમતે સ્ત્રીપુરુષોને એવી કેળવણી આપવી જોઈએ કે જેથી પ્રેમમાં પડવાનું કાર્ય, તેમ તેના સહચારી અંગરૂપ કામવૃત્તિ—પછી એ પ્રેમપ્રસંગ અને કામવૃત્તિ લગ્ન કર્યા અગાઉનાં હોય કે લગ્ન કર્યા પછીનાં હોય, તોપણ—એને અત્યારની પેઠે કાવ્યમય ઉદાત્ત ઉન્નતિકારક ભાવનાઓ કે ક્રિયાઓ તરીકે નહિ પણ માનવીને અવનતિકારક એવી પાશવ વૃત્તિઓ તરીકે તેઓ જોવા લાગે. અને લગ્નપ્રસંગે લેવાએલી એકનિષ્ઠાની પ્રતિજ્ઞાના ભંગને, અત્યારે વાર્તાઓ, કાવ્યો, ગાયનો ને સંગીતખેલોમાં વખાણી વખાણીને સાતમે આસમાને ચડાવી દેવામાં આવે છે તેમ ન કરતાં, જાહેર લોકમતે તેની કંઈ નહિ તો પૈસાની લેવડદેવડના સંબંધમાં કરાએલા પ્રતિજ્ઞાભંગ કે વચનભંગ જેટલી તથા વેપારના ક્ષેત્રમાં કરેલી દગલબાજીના જેટલી નિંદા તો કરવી જ જોઈએ.

મારી બીજી વાત આ.

ત્રીજી વાત એ કે, કામવૃત્તિ અથવા સ્થૂલ પ્રેમને આ રીતે જે મિથ્યા મહત્ત્વ આપી દેવામાં આવ્યું છે તેને પરિણામે આપણા સમાજમાં સંતાનોત્પાદનનો કશો અર્થ રહ્યો નથી. સંતતિ એ દાંપત્યસંબંધના ઉદ્દેશ ને બચાવરૂપ બનવાને બદલે પ્રમોદપૂર્ણ

શૃંગારવિલાસના માર્ગમાં અંતરાય કે વિઘ્નરૂપ જણાવા લાગી છે. ને આ રીતે, આરોગ્યવિદ્યાના ખેરખાંઓની સલાહને અનુસરીને, લગ્ન તેમ લગ્નેતર સંબંધોમાં સ્ત્રીની પ્રજનનશક્તિનો વિનાશ કરવાના ઇલાજોનો વિનિયોગ વધુ ને વધુ પ્રચલિત બનતો ગયો છે. અને પૂર્વે વડીલોના છત્ર હેઠળ ચાલતાં અવિભક્ત ખેડૂત કુટુંબોમાં ગર્ભકાળ ને સ્તનપાનકાળ દરમિયાન વિષયસેવન એ વસ્તુ કેવળ અજ્ઞાત હતી ને હજી પણ અજ્ઞાત છે તે હવે સર્વસ્વીકૃત ચાલરૂપ બની ગએલ છે.

•

ને મને લાગે છે કે આ ખોટું ને ગેરવાજબી છે.

સંતાનોત્પત્તિના નિરોધ અર્થે ઉપાયો યોજવા એ ખોટું ને ગેરવાજબી છે; કારણ એક તો એ કે, તે પોતાનાં સંતાનોની પળોજણ ને ચિંતામાંથી લોકોને મુક્ત રાખે છે, ને એ ઉપાધિઓ તો સ્થૂલ પ્રેમ યા કામવૃત્તિનું એક તારક ઉદ્ધારક લક્ષણ–એક ઊજળું પાસું–છે; ને બીજું એ કે, એ કાર્ય માનવીની સદ્‌બુદ્ધિને અત્યંત અળખામણી એવી એક ક્રિયા–માનવીહત્યાની ક્રિયા–ને અનેક રીતે મળતું આવે છે. અને ગર્ભકાળ તેમ સ્તનપાનકાળ દરમિયાન વિષયસેવન ગેરવાજબી ગણાય; કારણ કે એથી સ્ત્રીની શારીરિક ને એથી એ વિશેષ આધ્યાત્મિક શક્તિઓનો કચ્ચરઘાણ વળી જાય છે.

એ ઉપરથી જે વાત ફલિત થાય છે તે એ છે કે, આવા કાર્યથી સૌએ વેગળું રહેવું જોઈએ. અને એનાથી વેગળું રહેવા માટે, જે બ્રહ્મચર્ય અપરિણીત અવસ્થામાં માનવી તરીકેનો મોભો જાળવી રાખવા માટે અનિવાર્ય છે તે પરિણીત અવસ્થામાં તો વળી એથી પણ વિશેષ આવશ્યક છે.

ત્રીજી વાત આ.

ચોથી વાત એ કે, આપણે ત્યાં સંતાનોને આનંદોપભોગમાં અંતરાયરૂપ, અથવા દુર્દૈવનિર્મિત અકસ્માતરૂપ, કે પછી અમુક પૂર્વ-નિર્ણીત સંખ્યામાં જ જો જન્મે તો પ્રમોદના સાધનરૂપ ગણવામાં આવે છે. તેથી આપણા સમાજમાં, વિવેકબુદ્ધિયુક્ત તથા પ્રેમાવિષ્ટ પ્રાણી તરીકે માનવજીવનના જે પ્રશ્નો તેમની રાહ જોતા ખડા રહ્યા છે એને તેઓ પહોંચી વળે એ પ્રકારે નહિ પણ તેમનાં માબાપને તેઓ જે આનંદ આપે તે ઉદ્દેશ લક્ષમાં રાખીને આ સંતાનોને ઉછેરવામાં આવે છે. પરિણામે માનવસંતાનોને જાનવરનાં બચ્ચાં માફક ઉછેરવામાં આવે છે, ને તેમનાં માબાપની સંભાળનો મુખ્ય વિષય માનવપ્રાણીને છાજે તેવી પ્રવૃત્તિઓને માટે તેમને તૈયાર કરવાનો રહેતો નથી, પણ તેમને ગજા ઉપરવટ ખવરાવવું, તેમનાં કદમાં વધારો કરવો, ને તેમને સ્વચ્છ, ગૌર, હૃષ્ટપુષ્ટ ને સુંદર બનાવવાં (ને આ બધાં કાર્યોમાં વૈદકને નામે ઓળખાતું આભાસવિજ્ઞાન માબાપોને ઉત્તેજન આપે છે) એ જ બની જાય છે. (નીચલા વર્ગોમાં જો હકીકત એમ ન હોય, તો તેનું કારણ તેમ કરવાની તેમની આર્થિક અશક્તિ જ છે, બાકી તેમનું દૃષ્ટિબિંદુ તો એનું એ જ છે.) અને આવી રીતે માલમલીદા ખાઇને પુષ્ટ બનેલાં બાળકોમાં, હદથી જાદે ખાઇને માતેલા એકે એક જાનવરની પેઠે, અજેય વિષયપરાયણતા કુદરતના કાનૂન કરતાં પણ વહેલી દેખા દે છે તથા યુવાવસ્થામાં તેમને દારુણ યાતનાથી રિબાવે છે. પોશાક, પુસ્તકો, ખેલ–તમાશા, સંગીત, નૃત્ય ને મિષ્ટાન્ન, ચિત્રોથી માંડીને તે વાર્તાઓ, નવલકથાઓ ને કાવ્યો આદિ પર્યંતની જીવનની આ બધી સામગ્રી—આ વિષયાભિમુખતાને વળી ઓર વધારી મૂકે છે. એટલે પરિણામ એ આવે છે કે, સ્ત્રીપુરુષ

ઉભય જાતિની યુવાન વ્યક્તિઓમાં કામવૃત્તિજન્ય મહા દુર્ગુણો ને દર્દો ઘર ઘાલે છે ને ઘણી વાર તો પુખ્ત વય સુધી કાઢયાં નીકળતાં નથી.

ને મને લાગે છે કે આ ખોટું ને ગેરવાજબી છે.

આ ઉપરથી જે અનુમાન ફલિત થાય છે તે એ છે કે, માનવબાલકોનું સંવર્ધન-શિક્ષણ, જાનવરનાં બચ્ચાંઓની રીતે કરાય છે તે બંધ થવું જોઈએ. માનવસંતાનોના સંવર્ધન-શિક્ષણમાં સુંદર હૃષ્ટપુષ્ટ શરીર બનાવવા કરતાં બીજી બાબતો ઉપર—જુદી જાતનાં પરિણામ નીપજાવવા ઉપર—નજર રહેવી જોઈએ.

ચોથી વાત આ.

પાંચમી વાત એ કે, આપણા સમાજમાં જુવાન સ્ત્રીપુરુષો માટે પ્રેમમાં પડવું (જો કે એના મૂળમાં એકંદરે કામવૃત્તિનું આકર્ષણ જ રહેલું હોય છે) એ માનવીનો પરમ ઉદાત્ત ને કાવ્યમય આદર્શ ને મનોરથ ગણવામાં આવે છે. (આનો જો પુરાવો જોઇતો હોય તો આપણા સમાજની સમગ્ર કલા અને કવિતાનું અવલોકન કરવું;) એટલે આખી જુવાનમંડળી પોતાના જીવનનો શ્રેષ્ઠ સમય એની ઉપાસનામાં જ ગાળે છે—પુરુષો ગમે તો સ્વેચ્છાચારને માટે અથવા તો લગ્નસંબંધને માટે સર્વોત્તમ પ્રેમપાત્રોની શોધતપાસ, પ્રાપ્તિ ને સ્વામીત્વસંપાદન, એ સઘળી પ્રવૃત્તિમાં પોતાનો શ્રેષ્ઠ સમય ગાળે છે; તો સ્ત્રીઓ ને કન્યાઓ ગમે તો સ્વચ્છંદાચાર અર્થે કે પછી લગ્નસંબંધ અર્થે પુરુષોને લોભાવી ફસાવી પાસલામાં નાખવાની પ્રવૃત્તિમાં પોતાનો શ્રેષ્ઠ સમય ગાળે છે.

આ પ્રમાણે માણસોની ઉત્તમ શક્તિઓ કેવળ અનુત્પાદક જ નહિ પણ વધુમાં વળી હાનિકારક એવી પ્રવૃત્તિમાં બરબાદ જાય છે. આપણા જીવનના ઘણાખરા અવિચારી મોજશોખોનો ઉદ્ભવ

પણ આ પ્રમાણે જ થાય છે. પુરુષોનું બૈદીપણું તેમ પતિત અકુલાંગનાઓની ફેશનોની ચોખ્ખી નકલ કરીને વિષયવૃત્તિને બહેકાવે એવા પોતાના શરીરના અવયવોને આવિષ્કૃત કરતાં જરાએ સંકોચ ન ધરતી સ્ત્રીઓની નફટાઇ એ બન્નેનો ઉદ્ભવ પણ આમાંથી જ થાય છે.

ને મને લાગે છે કે આ ખોટું ને ગેરવાજબી છે.

એ ખોટું ને ગેરવાજબી હોવાનું કારણ એ છે કે, જેમ પોતાને માટે વિપુલ મિષ્ટાન્નસામગ્રીની પ્રાપ્તિ એ ઘણાં માણસોને પરમ લાભદાયક ને કર્તવ્ય વસ્તુ લાગે છે છતાં માનવીને છાજે એવું એ ધ્યેય નથી, તેમ કવિતા ને અદ્‌ભુતકથામાં એનું ગમે તેવું આદર્શલેખન કે ઉચ્ચીકરણ કરવામાં આવે તોપણ પોતાના પ્રેમપાત્ર સાથેનો સંયોગ—પછી લગ્નસહિત હોય કે લગ્નરહિત હોય તોપણ—એ માનવીને છાજે એવું ધ્યેય નથી.

આ ઉપરથી જે વાત ફ્લિત થાય છે તે એ છે કે, મનુષ્યે કામપ્રધાન પ્રેમને કોઇક અનેરી ઉચ્ચ ઉન્નત ભાવના તરીકે ગણવાનું મૂકી દેવું જોઇએ, અને ગમે તો માનવજાતિની, અથવા તો સ્વદેશની, અથવા તો વિજ્ઞાન કે કલાની (ઇશ્વરની સેવાની તો અહીં આપણે વાત જ કરતા નથી)—આવી કોઈ પણ પ્રકારની સેવારૂપ માનવીને છાજે એવાં જે ધ્યેયો છે તેમાંનાં એક પણ ધ્યેયની પ્રાપ્તિ કે સિદ્ધિ લગ્નસહિત કે લગ્નરહિત એવા એક પણ પ્રકારના પોતાના પ્રેમપાત્ર સાથેના સંયોગથી થતી નથી, ઊલટું આમ પ્રેમમાં પડવાથી ને પ્રેમપાત્ર સાથેના સંયોગથી તો માનવીને છાજે એવા એક પણ ધ્યેયની સિદ્ધિમાં સગવડને બદલે વિઘ્ન ને અંતરાય ઊભા થાય છે (પછી ગદ્ય કે પદ્યસાહિત્ય આથી ભિન્ન

હકીકત પૂરવાર કરવા ભલેને ગમે તેટલું મથે) એ સત્ય સમજવું જોઈએ.

પાંચમી વાત આ.

મારી વાર્તામાં મેં જે કહેવા ધારેલું ને કહી દીધું માનેલું એનો સાર આ છે, અને મને લાગેલું કે આ વિચારો દ્વારા મેં જે અનિષ્ટ પ્રત્યે અંગુલિનિર્દેશ કરેલો તેમાં સુધારો કરવાના શા ઉપાયો લેવા તે વિશે કોઈને દલીલ કે વાદવિવાદનો કદાચ અવકાશ લાગે, પણ ખુદ આ વિચારો સાથે તો કોઈ એકમત થયા વિના રહી જ ન શકે.

એકમત થયા વિના રહી જ ન શકે એમ લાગવાનું કારણ એક તો એ હતું કે, આ વિચારો માનવજાતિની પ્રગતિની સાથે સર્વથા સુસંગત છે, કેમકે સમાજનું નૈતિક ભાન જેમ જેમ વધતું જાય છે અને માણસની પોતાની સદસદ્‌વિવેકબુદ્ધિ જેમ જેમ જાગ્રત બનતી જાય છે, તેમ તેમ સમાજ સદા લંપટતામાંથી વિશેષ ને વિશેષ વિશુદ્ધિ પ્રતિ આગળ વધતો જાય છે, કેમકે માણસની સદસદ્‌બુદ્ધિ સંયમાભાવને સદા ધિક્કારે છે અને ચારિત્ર્યશુદ્ધિ તરફ સદા આદરભાવ રાખે છે. અને બીજું કારણ એ હતું કે, આ વિચારો એ તો જે સુવાર્તાના ઉપદેશને આપણે આપણા નૈતિકતાના ખ્યાલોના મૂળરૂપ હોવાનો દાવો કે સ્વીકાર કરીએ છીએ—પછી ભલેને એ દાવો કે સ્વીકાર અબોધપૂર્વક કરેલો હોય, તોપણ—તેમાંથી અનિવાર્ય રીતે ફલિત થતાં નિગમન માત્ર જ છે.

પણ માલૂમ તો એમ પડ્યું કે મારી ધારણા ખોટી હતી.

લગ્ન પૂર્વે તેમ પછી લંપટતા અનાવશ્યક છે, સંતાનોત્પત્તિનો કૃત્રિમ રીતે નિરોધ કોઈએ ન કરવો ઘટે, પોતાનાં બાળકોને

રમકડાં જેવાં ન બનાવી મૂકવાં ઘટે, તેમ કામસંબંધ કે સ્થૂલ પ્રેમને સર્વોત્તમ વસ્તુ ન ગણવી ઘટે—એવાં એવાં વિધાનો કરનારા આ વિચારોનો સીધેસીધો વિરોધ કોઈ કરતું નથી. ટૂંકામાં, લાંપટ્ય કરતાં ચારિત્ર્યશુદ્ધિ ચડિયાતી છે એ વાતમાં કોઈ વાંધો ઉઠાવતું નથી, એ ખરું; છતાં એમ કહેવામાં આવે છે કે, "જો લગ્ન કરતાં બ્રહ્મચર્ય ચડિયાતું હોય તો પછી ચોખ્ખી વાત છે કે માણસોએ ચડિયાતો માર્ગ જ પસંદ કરવો ઘટે, પણ માણસો જો એમ કરે તો તો માનવજાતિનો વંશવિસ્તાર જ અટકી જાય, ને તેનો અંત આવે–ને માનવજાતિનો આદર્શ ખુદ પોતાને જ નિર્મૂળ બનાવવાનો તો ન જ હોઈ શકે."

પણ માનવજાતિ નિર્મૂળ બનવાની એ વિચાર આજના જમાનાના માણસોને માટે કંઈ નવો નથી. ધર્મપરાયણ લોકોનો તો એ મુખ્ય ધર્મમત છે. વિજ્ઞાનવિદોને માટે પણ સૂર્ય ઠંડો પડતો જાય છે એ વસ્તુના નિરીક્ષણ ઉપરથી ફલિત થતું એ અપરિહાર્ય નિગમન છે. પણ આ વાત ઘડીભર જવા દઈએ, તોપણ, આ વિરોધમાં એક અતિવ્યાપક ને અતિપ્રાચીન એવી એક મહાન ભ્રમણા કે ગેરસમજૂત રહેલ છે. એમ કહેવામાં આવે છે કે "માનવી જો સંપૂર્ણ ચારિત્ર્યશુદ્ધિ–પૂર્ણ બ્રહ્મચર્ય–ના આદર્શને સિદ્ધ કરી શકે, તો તેનો જડમૂળથી નાશ થશે—માટે આ આદર્શ જ અયથાર્થ–ખોટો–છે." પણ જે લોકો આવી દલીલ કરે છે તેઓ આચારનિયમ કે વિધિ ને ભાવના વા આદર્શ એ બે ભિન્ન વસ્તુઓને ગમે તો જાણીબૂજીને અથવા પછી અજાણતાં સેળભેળ કરીને ગોટાળો કરી મૂકે છે.

બ્રહ્મચર્ય એ આચારનિયમ કે વિધિ નહિ પણ ભાવના વા આદર્શ છે, અથવા આદર્શના અનેકમાંના એક અંશરૂપ કે તેની અનેકમાંની

એક શરતરૂપ છે. અને ભાવના એ તો જ્યાં સુધી એની સિદ્ધિ ભાવરૂપે જ—વિચારરૂપે જ— શક્ય હોય, જ્યારે એની સિદ્ધિ હાલ ને હાલ નહિ પણ અનંતકાળમાં શક્ય ભાસતી હોય, ને તેથી એને પહોંચવાના અનંત સંભવો દીસતા હોય ત્યારે જ વાસ્તવ ભાવના તરીકે રહે છે. જો ભાવનાની સિદ્ધિ થઈ જાય, અથવા સિદ્ધિ થઈ ગઈ એવું કલ્પનાચિત્ર પણ જો આપણે આલેખી શકીએ, તો પછી તે ભાવના મટી જાય છે.

પૃથ્વી પર ઇશ્વરના રાજ્યની સ્થાપના કરવી એ ઈસુ ખ્રિસ્તની ભાવના છે. ઈસુની આ ભાવનાનું પૂર્વકથન કેટલાક પયગંબરોએ કરેલું પણ ખરું—એમણે જે ઘોષણા કરેલી કે એવો સમય નજીક નજીક આવવા લાગ્યો છે કે જ્યારે તમામ માણસોને ઇશ્વરજ્ઞાનની તાલીમ અપાશે, લોકો પોતાની તરવારો તોડી તેમાંથી હળની કોશો બનાવશે ને ભાલા ભાંગી તેમાંથી દાતરડાં બનાવશે, વાઘ ને બકરી એક આરે પાણી પીશે ને સર્વ ભૂતપ્રાણીમાત્ર પ્રેમબદ્ધ બની ઐકય પામશે, તેમાં ઈસુની આ આદર્શની જ આગાહી હતી. આ આદર્શ ભણી પ્રગતિ કરવી એમાં જ માનવજીવનનો સકલ અર્થ કે સમગ્ર સાર્થકય સમાએલ છે, ને તેથી ઈસુ ખ્રિસ્તના આ આદર્શને એના સમસ્ત સ્વરૂપમાં અનુસરવાની આકાંક્ષા રાખવાથી ને તદર્થે તેની પૂર્વ-પીઠિકારૂપે બ્રહ્મચર્યપાલનની અભિલાષા રાખવાથી જીવનનિર્વાહ—પ્રાણધારણની—સંભવિતતા કે શકયતા નષ્ટ થતી નથી એટલું જ નહિ પણ ઊલટું ઈસુ ખ્રિસ્તે ઉપદેશેલ આ આદર્શનો જો અભાવ હશે તો સર્વ પ્રકારની પ્રગતિ ને તેથી પરિણામે વાસ્તવ જીવનનો સંભવ પણ નષ્ટ થઈ જશે.

માણસો જો પોતાની સમસ્ત શક્તિનો વિનિયોગ કરીને

બ્રહ્મચર્યપાલનને માટે મથે તો માનવજાતિનો જ અંત આવી જાય એ દલીલ, માણસો જો જીવનકલહ–પ્રાણધારણની મારામારી–ચાલુ રાખવાને બદલે મિત્ર, શત્રુ ને પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમવૃત્તિ અનુભવવાને પોતાની સમસ્ત શક્તિનો વિનિયોગ કરીને મથે તો માનવજાતિનો વિનાશ થઈ જાય એવી જે દલીલ કરી શકાય, ને વસ્તુતઃ કરવામાં આવે પણ છે, તેના જેવી છે. આવી દલીલો નૈતિક માર્ગદર્શનની જે બે જુદી જુદી રીતો છે તેમની વચ્ચેનો ભેદ નહિ સમજી શકવાથી કરવામાં આવે છે.

મુસાફરને જેમ માર્ગ બતાવવાની બે રીતો છે, તેમ સત્યશોધકને નીતિવિષયમાં માર્ગદર્શન કરાવવાની પણ બે રીતો છે. એક રીત એવી છે કે મુસાફરને જે જે વસ્તુઓનો ભેટો થવાનો હોય તે સર્વ પ્રત્યે તેનું લક્ષ દોરવું અને એ સીમાચિહ્નો કે ખાંભાઓદ્વારા એને જવાનો માર્ગ મુકરર કરી આપવો. બીજી રીત એવી છે કે એ માણસને એણે પોતાની પાસે રાખેલ હોકાયંત્ર ઉપર સામાન્ય દિશાનું જ ફક્ત સૂચન કરવું. એટલે હોકાયંત્ર ઉપર સદા એ એક ને અનન્ય દિશા જ દેખવાનો, ને તેથી, પોતે જ્યાં જ્યાં મુખ્ય માર્ગ મૂકીને આડો ફંટાય તે પણ એ દેખવાનો.

નૈતિક માર્ગદર્શનની પહેલી રીત એવી છે કે માણસને બહારથી નિશ્ચિત કરેલા આચારનિયમો જણાવી દેવા. આ રીત મુજબ, શું કરવું ને શું ન કરવું એ સંબંધમાં અમુક મુકરર આચારનિયમો માણસને જણાવી દેવામાં આવે છે, જેમકે 'વિશ્રામવાર પાળવો' 'સુન્નત કરાવવી' 'ચોરી કરવી નહિ 'દારૂ પીવો નહિ' 'કોઇ પણ સજીવ પ્રાણીની હિંસા કરવી નહિ' 'ગરીબોમાં ખેરાત કરવી' 'રોજ પાંચ વખત વજૂ કરીને નિમાજ પઢવી' 'જળ–સંસ્કાર કરવો' 'પવિત્ર પ્રભુભોજનોત્સવ ઊજવવો' વગેરે. બ્રાહ્મણ-

ધર્મ, બુદ્ધધર્મ, ઇસ્લામધર્મ, યાહુદીધર્મ, ને પાદરીધર્મ (એને ખ્રિસ્તીધર્મ ખોટી રીતે કહેવામાં આવે છે)–એ બધા ધર્મ-મતોના બાહ્ય આદેશો આવા જ હોય છે.

બીજી રીત એવી છે કે જેની સિદ્ધિ માનવીને માટે શક્ય નથી, પણ જેને સિદ્ધ કરવાની આકાંક્ષા કે કામનાનું એને સદા ભાન રહી શકે એમ છે એવી એક પરિપૂર્ણાવસ્થા કે સર્વોત્કૃષ્ટ કોટિનું સૂચન એને કરવું. આમાં એક આદર્શ કે ભાવના એની સમક્ષ મૂકવામાં આવે છે, એટલે પોતે તેનાથી કેટલો આડો ફંટાયો તેનું માપ અથવા પ્રમાણ માણસ સદા જોઈ શકે છે.

‘તારા સકલ હૃદયથી, તારા સકલ આત્માથી, તારા સકલ ચિત્તથી ઇશ્વિર ઉપર પ્રેમ રાખ અને તારા પાડોશી પર તારા પંડ જેટલો પ્રેમ રાખ.’

‘સ્વર્ગમાં તારો પિતા જેટલો પરિપૂર્ણ છે એટલો પરિપૂર્ણ તું થા.’

આવો ઇસુ ખ્રિસ્તનો ઉપદેશ છે.

આદેશ ને આચરણ વચ્ચેની એકવાક્યતા, આદેશાનુસાર આચાર, એ ધર્મવિષયના બાહ્ય ઉપદેશોના પાલનની કસોટી છે અને આવી એકવાક્યતા શક્ય છે.

પણ ઈસુ ખ્રિસ્તના ઉપદેશના પાલનની કસોટી એ છે કે, આદર્શરૂપ પરિપૂર્ણાવસ્થા—ભાવનારૂપ પરમોત્કૃષ્ટતા–ને પહોંચવામાં આપણને મળેલી નિષ્ફળતાનું જ આપણને ભાન રહે છે. (એ આદર્શને આપણે કેટલે અંશે પહોંચ્યા તે આપણે કળી શકતા નથી, એનાથી આપણે કેટલા આડા ફંટાયા તેનું જ આપણને દર્શન થાય છે.)

બાહ્ય અનુશાસનને અનુસરવાનો દાવો કરનાર મનુષ્ય કોઈ થાંભલે લટકાવેલા ફાનસના પ્રકાશમાં ઊભા રહેલા મનુષ્ય જેવો છે. તે આ ફાનસના પ્રકાશમાં ઊભો રહે છે, એની આજૂબાજૂ અજવાળું હોય છે, પણ જેના ભણી એ આગળ વધી શકે એવું કોઈ સ્થાન એને માટે હોતું નથી. ત્યારે ઇસુ ખ્રિસ્તના ઉપદેશને અનુસરવાનો દાવો કરનાર મનુષ્ય પોતાના હાથમાં એક વાંસનો ટૂકડો લઈ તેને છેડે ફાનસ વળગાડી એ રીતે બત્તી લઇને ચાલનાર મનુષ્ય જેવો છે. એનો પ્રકાશ હમેશાં મોખરે હોય છે, ને તેની પાછળ પળવાને તે એને અવિરત રીતે પ્રેર્યા કરે છે, અને સદા તેને આગળ ને આગળ આકર્ષ્યા કરે એવાં અભિનવ પ્રકાશિત દૃશ્યો એની સમક્ષ સતત રીતે ખડાં કર્યા કરે છે.

પોતે સમગ્ર અનુશાસનનું પાલન કરી શકે છે એ ખાતે ફેરીસી પ્રભુનો પાડ માને છે. પેલા તાલેવંત જુવાનિયાએ પણ બચપણથી સઘળાં અનુશાસનનું પાલન કર્યું હતું, ને પછી શાની ઊણપ કે ખામી રહેલી એ તેને સમજાતું નહોતું. અને સમ જાય નહિ એમાં નવાઈ પણ નથી. જે સિદ્ધ કરવાની તેઓ આકાંક્ષા રાખે, જેને પ્રાપ્ત કરવાની કે પહોંચવાની તેમને કામના થાય એવું કશું એમની સંમુખ હતું જ નહિ. ખેરાત અપાતી હતી, વિશ્રામવાર પળાતો હતો, માબાપને માન અપાતું હતું, ચોરી, છિનાળું ને ખૂન એનાથી અળગું રહેવાતું હતું. પછી વિશેષ શું હોય ?

પણ જે ખ્રિસ્તી આદેશને અનુસરવાનો દાવો કરે છે તેને તો જેમ જેમ પરિપૂર્ણાવસ્થા ભણી એક એક પગથિયું આગળ સર થતું જાય, તેમ તેમ પછી વિશેષ આગળ એક બીજું પગથિયું સર કરવાની ફરજ જ પડે છે ને ત્યાં પહોંચે છે તેવું જ એક

ત્રીજું નવું પગથિયું એની સામે પ્રત્યક્ષ થાય છે ને એ પ્રમાણે છેક સુધી ચાલ્યા કરે છે.

જિસસના આદેશને અનુસરવાનો દાવો કરનારની સ્થિતિ સદા વેરો ઉઘરાવનાર અમલદારના જેવી હોય છે. પોતાની મજલ અધૂરી હોવાનું ભાન એને અવિરત રીતે રહ્યા કરે છે, પોતે જે રસ્તો કાપ્યો હોય તેના તરફ એ નજર સરખી નાખતો નથી, પણ હજુ જે કાપવાનો બાકી રહ્યો છે તે રસ્તા ઉપર જ એ આગળ ને આગળ ધપ્યો જાય છે.

ખ્રિસ્તના ધર્મોપદેશ અને અન્ય સર્વ ધર્મોપદેશો વચ્ચેનો ભેદ પણ આમાં જ રહેલો છે. એ ભેદ તે ધર્મ તરફથી જે કર્તવ્યોની માગણી કરવામાં આવે છે તેમાં રહેલો નથી, પણ જે આચારનું તેના તરફથી માર્ગદર્શન કરવામાં આવે છે તેમાં રહેલો છે.

જિસસે કોઈ આચારનિયમો નક્કી કરેલા નહિ, તેમ લગ્ન કે એવી બીજી કોઈ સંસ્થાઓ કે રૂઢિઓ પણ સ્થાપિત કરેલી નહિ. પણ લોકોથી ક્રાઇસ્ટના ધર્મોપદેશનું વિશિષ્ટ સ્વરૂપ સમજી શકાએલું નહિ. ને તેઓને તો ઉપલક ધર્મોપદેશ—બાહ્ય આચાર-નિયમના શિક્ષણની મૂળથી ટેવ પડેલી, તેમ વળી પોતે જે કંઈ આચરી રહ્યા હોય તે યોગ્ય ને ન્યાયપુરઃસર છે એમ ફેરીસીની પેઠે પોતાનું મન મનાવવાની ઇચ્છા હતી તેથી ક્રાઇસ્ટના કેવળ શબ્દો પકડી લઈ તે ઉપરથી, પણ એના સમસ્ત તાત્પર્યથી વિરુદ્ધ, ખ્રિસ્તી ધર્મસિદ્ધાંતને નામે ઓળખાતી એવી એક નિયમસંહિતા તેઓએ ઘડી કાઢી છે, અને એ દ્વારા ક્રાઇસ્ટનો ભાવનાદર્શનનો જે વાસ્તવિક ધર્મોપદેશ હતો તેને દબાવી દીધો છે.

રાજ્યકારભાર, કાયદાકાનૂન, યુદ્ધ, ધર્મસંઘ ને ધાર્મિક

પૂજાપ્રથા—એ સૌ વિશે આમ જ કરવામાં આવ્યું છે. લગ્નસંબંધમાં પણ એવી જ બીના બની છે. જિસસે તો લગ્નસંસ્થા સ્થાપેલી નહિ, એટલું જ નહિ પણ જે કંઈ બાહ્ય આચારનિયમો કે આદેશો આપેલા તેમાં ઊલટો તેનો અનાદર કરેલો—એને પ્રતિષ્ઠાહીન દર્શાવેલી: "તારી પત્નીનો ત્યાગ કરી મને અનુસર." પણ જે પોતાને ક્રાઇસ્ટપ્રતિપાદિત ગણાવે છે એવા ધર્મસંઘે વિહિત કરેલા સિદ્ધાંતોએ લગ્નને ખ્રિસ્તી સંસ્થા કે રૂઢિ તરીકે પ્રચલિત કીધું છે–અર્થાત્ એણે એવી કેટલીક બાહ્ય પરિસ્થિતિઓ કે શરતો નક્કી કરી છે કે જેમાં તેમના કથન પ્રમાણે ખ્રિસ્તી ધર્માનુયાયીને માટે સ્થૂલ પ્રેમ, કે કામવાસના એ સર્વથા નિર્દોષ ને ન્યાય્ય ગણી શકાય.

પણ સાચા ખ્રિસ્તી ધર્મમાં લગ્નસંસ્થાને માટે કશો આધાર કે પ્રમાણ નહિ હોવાથી પરિણામ એવું આવ્યું છે કે, આપણા સમાજના લોકોએ એક તરફનો કાંઠો છોડયો છે, પણ સામે કાંઠે તેઓ પહોંચ્યા નથી. એટલે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી એમની અવસ્થા થઈ છે. કેમકે પાદરીઓએ કહેલાં લગ્નલક્ષણો કે લગ્નમર્યાદાઓમાં તો ખરી રીતે એમને શ્રદ્ધા નથી. કારણકે અંતરથી તો એમને લાગે છે કે ક્રાઇસ્ટપ્રણીત ધર્મમાં આવી સંસ્થા કે રૂઢિને માટે કશો આધાર જ નથી, છતાં બીજી બાજૂથી પાદરીસંઘપ્રતિપાદિત ધર્મમતોએ ઢાંકી દીધો હોવાથી ક્રાઇસ્ટનો પૂર્ણ બ્રહ્મચર્યપ્રાપ્તિ અર્થે મથવાનો આદર્શ તેઓ દેખી શકતા નથી, એટલે લગ્નવિષયમાં તો એમને બેમાંથી એકે પક્ષ તરફથી—મૂળ ખ્રિસ્તીધર્મ તરફથી કે પાછળના પાદરીધર્મ તરફથી, એકે પક્ષ તરફથી—જરા પણ માર્ગદર્શન મળતું નથી. યહુદીઓ, મુસલમાનો, લામાનુયાયીઓ આદિ ખ્રિસ્તીધર્મ કરતાં કયાંએ ઊતરતા એવા ધર્મને અનુસરનારા પણ લગ્નની બાબતમાં બાહ્ય નિયમોનું કડક પાલન કરનારા લોકોમાં

કહેવાતા ખ્રિસ્તી જનસમાજ કરતાં કૌટુંબિક તત્ત્વ અને લગ્નજીવનની વફાદારી અનેક રીતે વિશેષ દઢ છે, એ પ્રથમ દર્શને અતિ આશ્ચર્યજનક લાગતી હકીકતનો ખુલાસો પણ આમાં જ રહેલો છે. કારણકે એ બધી પ્રજાઓમાં વેશ્યાગમનની કે રખાતો રાખવાની, તેમ અનેક બૈરીઓ પરણવાની કે અનેક પતિઓ કરવાની ચોક્કસ મર્યાદાઓથી સુનિયમિત એવી સુવ્યવસ્થિત સ્વકીય યોજના છે. પણ આપણામાં તો વેશ્યાગમન, અનેકપત્નીકત્વ, અને અનેકપતિકત્વ એ બધી બદીઓ એકપત્નીકત્વના દંભ નીચે ઢંકાઈને સર્વત્ર પૂર જોરમાં મહાલે છે.

આપણા સમાજના લોકો ગમે તો ભોળે ભાવે અથવા તો ઈતર પ્રજા પ્રત્યેની છિદ્રાન્વેષી દૃષ્ટિથી એમ માની બેઠા છે કે પોતે તો એક જ સ્ત્રી કરવાનો—એકપત્નીકત્વનો—રિવાજ પાળનારી પ્રજા છે. પણ ખરી રીતે તો એકબીજા સાથે જોડાનારાં સ્ત્રી-પુરુષોના લગ્નવિધિને નામે ઓળખાતા સંસ્કારો પાદરી લોકો પૈસા ખાતર કરે છે, એ સિવાય આમ માનવાનું એકે સમર્થ કે વજૂદવાળું કારણ છે નહિ.

ક્રાઈસ્ટવિહિત લગ્ન જેવી કોઈ વસ્તુ જ કદી હતી નહિ તેમ હોઈ શકે નહિ. જેમ ક્રાઈસ્ટવિહિત પૂજાવિધિ,[1] ક્રાઈસ્ટવિહિત

---

૧. "અને જ્યારે તમો પ્રાર્થના કરો ત્યારે તમારે તે દંભીની માફક કરવાની નથી. કેમકે એવા ડોળી માણસોને તો લોકો એમને દેખી શકે એટલા વાસ્તે મોટા માનવસમૂહમાં અને મહોલ્લાઓ વચ્ચે ઊભા રહીને પ્રાર્થના કરવાનું ગમે છે અને ખરેખર, હું તમને કહી દઉં, કે એમને એવી પ્રાર્થનાનો અનુરૂપ બદલો મળી જ જાય છે. પણ તારે તો, જ્યારે તું પ્રાર્થના કરે ત્યારે, તારા છેક

ગુરુઓ, અને ધર્મસંઘના આચાર્યો,[૨] કાઇસ્ટાનુમત સંપત્તિ, સૈન્યો

---

અંદરના ખંડમાં જવું, ને ત્યાં બારણાં વાસી અંતર્હિત રહેલા તારા પિતાની તારે પ્રાર્થના કરવી, અને તારો પિતા પણ અંતર્હિત રહીને જુએ છે એટલે તારી પ્રાર્થનાનું ઉચિત ફલ તને આપશે. અને પ્રાર્થના કરતી વખતે મ્લેચ્છોની પેઠે એકની એક વાત વારંવાર બોલ્યા કરીશ નહિ, કારણ કે એ મ્લેચ્છ લોકોની તો એવી માન્યતા છે કે જેટલી વધુ વાર પોતે બોલશે તેટલી વધુ પોતાની પ્રાર્થના સંભળાશે. એટલે તારે તો એમના જેવા થવું જ નહિ. કેમકે તારો પિતા તો તારે કઇ વસ્તુઓ જોઇએ છે એ વાત તારા માગ્યા પહેલાં જ જાણી જાય છે.'—મેથ્યુ, ૬, ૫–૧૨.

'બાઈ, ખરું કહું છું, કે એવી પળ પણ આવે છે કે જ્યારે આ પર્વત ઉપર કે જેરૂસલેમમાં તું પિતાની ઉપાસના કરી શકે. તને તો તું કોની ઉપાસના કરે છે એની ખબર નથી, પણ અમે તો જેને પિછાનીએ છીએ તેની જ ઉપાસના કરીએ છીએ. પણ એવી પળ આવે છે, ને અત્યારે આવી પણ ચૂકી છે, કે જ્યારે સાચા ઉપાસકો એ પિતાની ભાવથી અને ક્રિયાથી ઉપાસના કરે છે, કેમકે એ પિતા પોતાના ઉપાસકો એ પ્રકારના હોય એવું જ ઇચ્છે છે. ઈશ્વર પોતે એક ભાવરૂપ, એક સત્ત્વરૂપ છે, એટલે એની ઉપાસના પણ ભાવદ્વારા, ક્રિયાદ્વારા કરવી ઘટે.--જહોન ૪, ૨૧–૪.

૨. "પણ તમો 'ગુરુ' એવું નામ ધારણ કરશો નહિ. કેમકે તમારો ગુરુ તો અન્ય એક છે જ, અને તમો બધા તો ભાઈઓ જ છો. અને પૃથ્વી પર કોઈ પણ પુરુષને તમે તમારો પિતા કહેતા નહિ, કેમકે તમારો પિતા તો અન્ય એક છે, જે સ્વર્ગમાં વિરાજે છે. તેમ તમો 'સ્વામી' એવું નામ પણ ધારણ

ઇન્સાફની અદાલતો અને શાસનતંત્રો ન હતાં અને ન હોઈ શકે તેમ જ. અને આરંભના સૈકાઓમાં લોકો એ હકીકત સમજતાં પણ ખરાં.

ક્રાઇસ્ટવિહિત ભાવના કે આદર્શ તો ઇશ્વર પ્રત્યે તેમ પોતાના માનવબંધુ પ્રત્યે પ્રેમ રાખવાનો છે. એ આદર્શ તો ઇશ્વર-સેવા અર્થે તેમ પોતાના પડોશીઓ–માનવબંધુઓ—ની સેવા અર્થે સ્વાર્થત્યાગ કરવાનો ને જાતનો ભોગ આપવાનો છે. ત્યારે પાર્થિવ પ્રેમ, સ્થૂળ શરીરવાસના, અર્થાત્ લગ્ન, એ તો પોતીકી વાસનાઓનું સેવન છે, એટલે ગમે તે રૂપમાં ઇશ્વર તેમ મનુષ્યજાતિની સેવાના માર્ગમાં એ વિઘ્નરૂપ છે, અને તેથી ક્રાઇસ્ટે કહેલા ધર્મની દૃષ્ટિએ તો એ પતનરૂપ, પાપરૂપ છે.

લગ્નસંબંધનો હેતુ માનવજાતિનો વંશવેલો ચાલુ રાખવાનો હોય તોપણ એવો લગ્નસંબંધ બાંધવાથી ઇશ્વરની ને માનવજાતિની સેવા કરવામાં મદદ મળતી નથી કે લાભ થતો નથી. કેમકે એ હેતુની સિદ્ધિ પણ પરણી બેસીને નવાં બાળકો પેદા કરવા કરતાં જે લાખો બાળકો—આધ્યાત્મિક પોષણની વાત ઘડીભર અળગી રાખીને કેવળ શારીરિક પોષણની વાત કરીએ તો એવા—શારીરિક પોષણ વિના આપણી આસપાસ અત્યારે મરી રહ્યાં છે તેમને બચાવી ઉછેરવાથી અતિ વિશેષ સરળ રીતે થાય એમ છે.

પરણવામાં પોતાનું નૈતિક પતન થતું નથી એવા ખ્યાલ સાથે તો કોઈ પણ ખ્રિસ્તી પુરુષ ત્યારે જ પરણી શકે, કે જ્યારે એને ખાતરી થાય કે સઘળાં હયાત બાળકોના ધારણપોષણ માટે પૂરતી સગવડ થઈ ગઇ છે !

---

કરશો નહિ, કેમકે તમારો સ્વામી તો અન્ય એક છે, અને તે ખુદ ક્રાઇસ્ટ જ."—મેથ્યુ, ૨૩, ૮–૧૦.

તમને ન ગમે તો તમે ક્રાઈસ્ટના ઉપદેશ કે ધર્મમતનો અસ્વીકાર કે અનાદર કરી શકો—જો કે એ ઉપદેશ આપણા જીવનના એકેએક બિન્દુની અંદર પસરી ગએલ છે અને એના ઉપર આપણી નીતિની આખી ઈમારત ઊભી છે—પણ એક વાર એ ધર્મમતનો સ્વીકાર કર્યો એટલે પછી એ પૂર્ણ બ્રહ્મચર્યના આદર્શ પ્રત્યે આકર્ષી રહ્યો છે એ વાતનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી.

કારણકે સુવાર્તામાં તો સ્પષ્ટ કહ્યું છે, કશા પણ અન્યથાગ્રહણ કે ગેરસમજૂતીનો અવકાશ ન રહે એવી રીતે કહ્યું છે, કે એક તો પરિણીત પુરુષે અન્ય સ્ત્રી પરણવાના હેતુથી પોતાની પત્ની સાથે છૂટાછેડા કરવા ન ઘટે, પણ જેને પોતે એક વાર સ્વીકારી હોય તેના જ સહચારમાં એણે પોતાનું જીવન ગાળવું ઘટે.[૩] બીજું એ કે, સ્ત્રી પ્રત્યે ભોગ્ય વસ્તુના ભાવથી,

---

૩ 'એમ પણ કહેવામાં આવ્યું કે, જે કોઈ પુરુષ પોતાની પત્નીને તજી દે, તેણે એને લગ્નવિચ્છેદનું લખાણ કરી આપવું. પણ તમને હું કહી દઉં કે, જે કોઈ પુરુષ પોતાની પત્નીને તજી દે છે તે કેવળ સ્વેચ્છાચારનું જ પાપ વહોરતો નથી, પણ વિશેષમાં તે તો એને વ્યભિચાર ભણી લઈ જાય છે, અને જે કોઈ પુરુષ આવી રીતે તજાએલી સ્ત્રીને પરણે છે તે પણ વ્યભિચાર જ કરે છે'—મેથ્યુ, ૫, ૩૧-૨.

'એમને તે કહેતા હવા, મોઝીઝ, તારી અસભ્યતા ને જંગલીપણાને લીધે તારી પત્નીઓને હવે તું છૂટાછેડા આપી દે એ જ ઠીક છે. પણ મૂળ આ વસ્તુ વાજબી નહોતી.'

—મેથ્યુ, ૧૯, ૮.

અર્થાત્ વિષયતૃપ્તિના સાધનની દૃષ્ટિથી, જોવું એ અયોગ્ય છે.[૪] અને આ વાત પરિણીત અપરિણીત સૌ પુરુષોને સામાન્ય રીતે લાગુ પડે છે. અને ત્રીજું એ કે, અપરિણીત માણસને માટે ચડિયાતો માર્ગ તો અપરિણીત રહેવું, એટલે કે પૂર્ણ બ્રહ્મચર્યપાલન કરવું એ જ છે.[૫]

ઘણાંખરાં માણસોને આ વિચારો વિચિત્ર અને વળી વિરોધ-મય લાગશે, અને ખરેખર એ વિરોધમય છે પણ, જો કે વિરોધ એ વિચારો વચ્ચે અંદર અંદર કે એકબીજા સામે નથી, પણ આપણી સંમસ્ત જીવનપ્રણાલી સાથે છે. એટલે આપોઆપ પ્રશ્ન ઊભો થાય છે કે આમાં શું સાચું—આ વિચારો સાચા, કે જેમાં મારો પણ સમાવેશ સમજી લેવાનો એવાં લાખો મનુષ્યો ગાળી રહ્યાં છે એ પ્રકારનાં જીવન સાચાં? આ જાતની લાગણી, જે પ્રતીતિઓને

૪ 'જે કોઇ પુરુષ સ્ત્રી પ્રત્યે કામદૃષ્ટિએ જુએ છે તે દરેક પુરુષ હૃદયમાં તો એની સાથે ક્યારનો વ્યભિચાર કરી ચૂક્યો છે.'

—મેથ્યુ, ૫, ૨૮.

૫ 'શિષ્યો એને કહે છે, "પુરુષનો પોતાની પત્ની સાથેનો સંબંધ પણ જો એવો ગણાતો હોય તો પછી પરણવું સલાહકારક કે ઉપયોગી નથી. પણ એણે તેમને કહ્યું કે, આ ઉપદેશનું આચરણ સઘળા પુરુષો કરી શકે નહિ, ફક્ત જેને એનો આદેશ મળ્યો હોય તે જ કરી શકે; કેમકે કેટલાક પુરુષો ગર્ભબ્રહ્મચારી હોય છે, જન્મથી જ વિષયવાસનાથી મુક્ત હોય છે, ને કેટલાકની વાસનાઓ બીજાં માણસોએ હરી હોય છે, અને કેટલાક એવા હોય છે કે જેઓ પ્રભુના રાજ્યને ખાતર વિશુદ્ધ બનેલા હોય છે. એટલે જેનામાં આ ઝીલવાની તાકાત હોય, તે આ ઝીલે."—મેથ્યુ, ૧૯, ૧૦–૨.

અત્યારે હું પ્રકટ કરી રહ્યો છું તે તરફ જ્યારે મારું ચિત્ત ખેંચાવા લાગેલું ત્યારે અતિ પ્રબળ રૂપમાં મેં અનુભવેલી. મારા વિચારો વિકાસ પામીને આગળ જતાં મને આ નિર્ણયો ઉપર આણી મૂકશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. એટલે આ નિર્ણયોથી તો હું હબકી ગએલો. એને સાચા માનવાની મને ઇચ્છા નહોતી, પણ સાચા માન્યા સિવાય છૂટકો નહોતો. અને એ વિચારો આપણી સમસ્ત જીવનપ્રણાલીથી ગમે તેટલા વિરુદ્ધ હોય, મારાં પોતાનાં પણ પૂર્વેનાં વિચારો તેમ વક્તવ્યોથી એ ગમે તેટલા વિરુદ્ધ હોય, છતાં એનો સ્વીકાર કર્યા વિના મારે ચાલે એમ નહોતું.

'પણ આ બધી તો સામાન્ય વિચારણાઓ છે, ને એ સાચી હોય તો પણ એનો સંબંધ ક્રાઇસ્ટે કહેલા ધર્મ સાથે છે, એટલે જેઓ એ ધર્મના દીક્ષિત અનુયાયી હોય તેમને એકલાને જ એ બંધનકર્તા છે. પણ જીવન એ જીવન છે—મહાગંભીર વસ્તુ છે—તેથી જેનાં પરિણામો સર્વસ્પર્શી છે અને જેમાંથી ભયંકર દુઃખો ઉદ્ભવે છે એવો અતિ મહત્ત્વનો પ્રશ્ન દૃષ્ટિ સમક્ષ ખડો હોય તે વખતે માણસોને દૂરદૂરનો અપ્રાપ્ય આદર્શ દર્શાવીને અન્ય કશા માર્ગદર્શન વિના અથડાવા દેવાં એ યોગ્ય નથી. યુવાન આવેશપૂર્ણ મનુષ્ય આરંભમાં કદાચ આ આદર્શથી આકર્ષાશે, પણ તેને એ વળગી રહેવાનો નહિ. અને એક વાર જ્યારે તેના અનુસરણમાંથી એ ચ્યુત થશે કે તરત બીજા કશા વિધિનિયમો એ જાણતો કે સ્વીકારતો નહિ હોવાથી અમર્યાદિત ભ્રષ્ટાચારમાં એ સરી પડવાનો !'

આવી દલીલ લોકો મોટે ભાગે કરે છે. 'ક્રાઈસ્ટે કહેલો આદર્શ તો અસાધ્ય છે, એટલે જીવનવ્યવહારમાં માર્ગદર્શન તરીકે એ ખપમાં આવી શકે નહિ. વાતો કરવી હોય, હવાઈ કિલ્લા બાંધવા હોય, દિવાસ્વપ્નો રચવાં હોય તો એમાં એ કામ લાગે ખરો, પણ જીવનમાં એ આદર્શ પ્રયોજી શકાય એવો નથી એટલે

જીવનમાં તો એને અળગો જ રાખવો ઘટે. આપણને જે અગત્ય છે તે આદર્શની નહિ, પણ આચારનિયમો ને માર્ગદર્શનની–આપણા સામર્થ્યને અનુરૂપ તેમ આપણા સમાજમાં પ્રવર્તતાં નૈતિક બળોની સામાન્ય સપાટી સાથે બંધબેસતા આવે એવા આચારનિયમો ને માર્ગદર્શનની–અર્થાત્ આપણને જરૂર તો ખ્રિસ્તી ધર્મસંઘવિહિત પ્રતિષ્ઠાસ્પદ લગ્નની છે, પછી એ લગ્નમાં આપણા પુરુષો અનેક સ્ત્રીઓ સાથે વિષયસંબંધ રાખતા હોય અને એ રીતે એ લગ્ન સર્વથા પ્રતિષ્ઠાસ્પદ નહિ હોય તોએ ચાલશે. અથવા, ઉદાહરણ તરીકે, એ લગ્નમાં છૂટાછેડાની બારી હોય, કે એ સ્વેચ્છા-સંપાદિત આંતરજાતીય લગ્ન હોય, અથવા (એની એ જ દિશામાં આગળ વધીને કહીએ તો) અમુક બાંધી મુદત માટેનું જ જાપાનીઝ જેવું લગ્ન હોય તો આપણને ફાવે ' પણ તો તો પછી કૂટણખાનાં સુધી કાં ન પહોંચવું? મહોલ્લાઓમાં ઉઘાડે છોગે ગમે તેની સાથે વિષયસેવન કરવા કરતાં તો એને યે લોકો સારાં નથી ગણતાં?

એટલે ખરી આફત ત્યાં આવીને ઊભી રહે છે. તમારી નબળાઇને બંધબેસતો કરવા આદર્શને તમે એક વાર નીચે ઉતારવા જેટલા પોચા બનો કે પછી કયાં અટકવું એનો કોઈ નેઠો જ નહિ રહે.

ખરી રીતે તો આ આખી દલીલ જ પોકળ છે. નિરવધિ કાળ પર્યંત આત્માને વિશેષ ને વિશેષ પૂર્ણ બનાવ્યા કરવો એ પ્રકારનો નિઃશેષ પરિપૂર્ણતાનો આદર્શ જીવનમાં માર્ગદર્શનના સાધન તરીકે ઉપયોગી ન થઈ શકે, અને તેથી ' હું એ આદર્શને કદી પહોંચી શકું એમ નથી, એટલે મારે માટે એ નિરર્થક છે' એમ કહીને મારે ગમે તો એનો ત્યાગ કરવો જોઈએ અથવા તો જ્યાં મારી નિર્બલ પ્રકૃતિ આઠે દ્વારકા કરીને બેસે તે સ્થાન જેટલો એ

આદર્શને મારે નીચો નમાવવો જોઇએ, એ વાત જ—એ તર્કસરણી જ—ખોટી છે.

આવી દલીલ કરવી એ તો કોઈ નાવિક એમ કહે કે ‘હોકાયંત્રે દર્શાવેલી દિશામાં હું નાવ રાખી શકતો નથી એટલા માટે ગમે તો એ હોકાયંત્રને નાવમાંથી દરિયામાં ફેંકી દઇ એ બધી પંચાતમાંથી મુક્ત થવું જોઇએ’ (અર્થાત્ આદર્શનો ત્યાગ કરવો જોઇએ) ‘અથવા તો હોકાયંત્રની સોય મારું નાવ જે દિશામાં અત્યારે ગતિ કરી રહ્યું છે તે દિશાને અનુરૂપ એ બને એવી સ્થિતિમાં મૂકવી જોઇએ’ (અર્થાત્ મારી નિર્બળતાને ફાવે એવી રીતે આદર્શને નીચે નમાવવો જોઈએ) એના જેવું છે.

જિસસે આપેલો પરિપૂર્ણતાનો આદર્શ એ કંઈ હવાઇ તરંગ કે વાગ્મિતાપૂર્ણ પ્રવચનો કરવાના વિષયરૂપ જ નથી, પણ જેમ હોકાયંત્ર એ વહાણની ગતિમાં દિશાસૂચન અર્થે અનિવાર્ય અને સર્વસુલભ એવું સાધન છે, તેમ આ આદર્શ પણ નૈતિક જીવનના દિશાસૂચનને અર્થે અનિવાર્ય અને સર્વસુલભ એવું સાધન છે. પણ વાત એ છે કે, હોકાયંત્ર ઉપર જેમ આપણે અઢળક વિશ્વાસ રાખીએ છીએ, તેમ આ આદર્શ ઉપર પણ આપણને અઢળક વિશ્વાસ હોવો જોઇએ.

માણસ ગમે તે સ્થિતિમાં મુકાય છતાં ક્રાઇસ્ટે આપેલો આદર્શ, એ સંજોગોમાં એણે શું કરવું કે શું ન કરવું તે સંબંધમાં સર્વોત્તમ સૂચનાઓ એને આપી શકશે. એમાં શરત ફક્ત એટલી છે કે હોકાયંત્ર ઉપર આધાર રાખીને પોતાના વહાણની ગતિનું નિયમન કરનારા સુકાનીએ જેમ ડાબી જમણી બાજુએ જરા પણ આડુંઅવળું ન જોતાં એ હોકાયંત્ર ઉપર જ પોતાની દૃષ્ટિ સદા અવિરત રીતે સ્થિર રાખવી જોઈએ, તેમ આ માણસે પણ એ

આદેશના ઉપદેશ ઉપર જ—કેવળ તેના ઉપર જ—શ્રદ્ધા રાખવી જોઈએ, અને અન્ય કોઈ પણ ઉપદેશ કે સૂચના ઉપર આધાર ન રાખવો જોઇએ.

હોકાયંત્રની પેઠે ક્રાઇસ્ટના ઉપદેશને આધારે પોતાના જીવન-નાવને કેમ હંકારવું એનું જ્ઞાન માણસે મેળવી લેવાની જરૂર છે. ને આમાં મુખ્ય વસ્તુ પોતાની સ્થિતિ સમજી લેવી એ જ છે. આદર્શની દિશાથી પોતે કેટલો આડો ફંટાયો છે એ સ્પષ્ટ રીતે નિશ્ચિત કરતાં કોઇએ ડરવાનું નથી. માણસ ગમે તે ભૂમિકા ઉપર હોય, છતાં એ ભૂમિકા ઉપરથી આ આદર્શ પ્રતિ પ્રયાણ કરવાનું એને માટે સદાએ શક્ય જ છે, અને કોઇ પણ ભૂમિકા એવી તો છે જ નહિ કે જ્યાં ઊભો રહીને માણસ એમ કહી શકે કે 'હું તો હવે આદર્શને પહોંચી ગયો છું, અને હવે આગળ પ્રયાણ કરવા જેવું મારે કંઈ નથી.'

સામાન્ય રૂપે ક્રાઇસ્ટવિહિત આદર્શને પહોંચવાના માણસે જે યત્ન કરવાના છે તે સંબંધમાં એની સ્થિતિ આ પ્રકારની છે, અને એ જ વસ્તુ વિશેષરૂપે બ્રહ્મચર્યના પ્રશ્નને પણ લાગુ પડે છે. નિર્દોષ બાલ્યથી માંડીને તે સંયમરહિત લગ્ન સુધીની અનેકવિધ ભિન્ન ભિન્ન દશાઓમાં થઇને સંક્રમણ કરતાં મનુષ્યો આપણે લઇએ, તો જિસસે કરેલો ધર્મોપદેશ અને જે આદર્શને એ ઉચ્ચ સ્થાને ધરી રાખે છે તે ઉપર જણાવેલી વિવિધ દશાઓમાં દરેક ભૂમિકા ઉપર, પ્રતિપદે મનુષ્યે શું કરવું ઘટે અને શું ન કરવું ઘટે તે સંબંધી સ્પષ્ટ અને અસંદિગ્ધ દિશાસૂચન કરી શકશે.

'નિર્દોષ વિશુદ્ધ કુમાર કે કુમારિકાએ શું કરવું?'

એમણે પોતાની નિર્દોષતા ને વિશુદ્ધિ જાળવી રાખવાં અને પાસલાથી સદા દૂર ને દૂર નાસતા ફરવું. વિશેષમાં, તેઓ ઇશ્વરની

તેમ માનવજાતિની સેવા અર્થે પોતાનું સઘળું સામર્થ્ય ખરચી શકે એ હેતુથી વિચાર તેમ વાસનાની પણ વિશેષ ને વિશેષ વિશુદ્ધિ સિદ્ધ કરવાને એમણે મથવું.

'જે પ્રલોભનને વશ થએલ હોય, ગમે તો અસ્પષ્ટ નિરુદ્દિષ્ટ વાસનામાં અથવા કોઇ મુકરર પ્રેમપાત્રના અનુરાગમાં જે નિમગ્ન થઈ ગએલ હોય, અને એ રીતે ઈશ્વરની તેમ માનવજાતિની સેવા કરવાનું સામર્થ્ય કેટલેક અંશે જેણે ગુમાવ્યું હોય, એવા યુવક કે યુવતીએ શું કરવું?'

એમાં પણ એ જ કરવાનું. પોતાનું પતન થવા ન દેવું. (ધ્યાનમાં રાખવું કે પતન થવા દેવાથી કંઇ પ્રલોભનમાંથી છુટાવાનું નથી, ઊલટી પતનથી તો એ પ્રલોભનની પ્રબળતા વધવાની છે.) પણ ઈશ્વરની તેમ માનવજાતિની સેવા વિશેષ પૂર્ણ રીતે થઈ શકે એ હેતુથી સદા વધુ ને વધુ વિશુદ્ધિ પ્રાપ્ત કરવાને મથ્યા કરવું.

'પ્રલોભન સાથેના વિગ્રહમાં જેઓ હારી ગયાં હોય અને એ રીતે જેમનું પતન થયું હોય એવાંઓએ શું કરવું?'

એવાંઓએ પોતાના પતનને (લગ્નસંસ્કારરૂપ મંજૂરી મળી જાય એટલે આજના જમાનામાં ગણવામાં આવે છે તેમ) હક્ક-પૂર્વકના ઉપભોગરૂપ, ન ગણવું ઘટે, તેમ એ પતન જ્યારે કોઈ ઊતરતી કોટિની વ્યક્તિ સાથે ને લગ્નસંસ્કાર વિના થયું હોય ત્યારે એ નહિ તો કોઇ બીજાના સંગાથમાં ફરી ફરીને ભોગવી શકાય એવા આનંદરૂપ પણ ન ગણવું ઘટે. પણ આ પ્રથમ પતનને જ એવાં લોકોએ પહેલું તેમ છેલ્લું પતન ગણી લેવું ઘટે, ભવિષ્યમાં એ ઉપરાંત બીજું કોઇ પતન ન થાય એવાં પગલાં લેવાં ઘટે, અને આ પતનને જ અવિયોજ્ય લગ્નરૂપ સ્થિતિમાં પ્રવેશ કરવા તુલ્ય ગણી લેવું ઘટે.

આ લગ્ન, એમાંથી જે પરિણામો આવે છે—જે સંતાનો જન્મે છે—તે દ્વારા ઈશ્વર તેમ માનવજાતિની સેવાના નવા પણ સંકુચિત ક્ષેત્રમાં એ પરિણીત યુગલને આણી મૂકે છે. લગ્ન પૂર્વે એ જોડું ઈશ્વર તથા માનવજાતિની વિવિધ પ્રકારે સીધી સેવા કરી શકતું, પણ લગ્ન તેમની પ્રવૃત્તિનું ક્ષેત્ર મર્યાદિત બનાવી મૂકે છે, અને જેઓ ઈશ્વર તથા માનવજાતિના ભાવી સેવકો કદાચ બને એવાં બાળકોનાં ઉછેર તેમ કેળવણીનો બોજો એમના ઉપર નાખે છે.

'પોતાની પ્રજાના ઉછેર અને કેળવણી દ્વારા પોતાની કક્ષા કે સ્થિતિને અનુરૂપ એવી ઈશ્વર તેમ માનવજાતિની સેવા કરી રહેલ પરિણીત સ્ત્રી ને પુરુષે શું કરવું ઘટે ?'

એમણે પણ કરવાની વસ્તુ એની એ જ છે. એમણે પણ ઈશ્વર તથા માનવજાતિની જાહેર તથા ખાનગી સેવા કરવામાં વિઘ્નરૂપ થતી દેહવાસનાને દમી તેને સ્થાને ભાઇબહેનના પવિત્ર સંબંધને સ્થાપી એ રીતે પોતાના ચિત્તને પ્રલોભનથી પર બનાવવા, પોતાના આચારને વિશુદ્ધ કરવા, તથા પાપમાંથી વિરમવા, ઉભયે સાથે સાથે મળીને યત્ન કરવો ઘટે.

અને હકીકત આમ હોવાથી, જિસસનો આદર્શ આટલો બધો ઉચ્ચ, આટલો બધો પરિપૂર્ણ અને આટલો બધો અપ્રાપ્ય હોવાને કારણે એ આદર્શને અનુસરીને આપણે આપણા જીવનની ગતિ ન નક્કી કરી શકીએ એમ કહેવું એ સાચું નથી. એને અનુસરીને આપણે આપણા જીવનક્રમની દિશા નિશ્ચિત ન કરી શકતાં હોઈએ તો તેનું કારણ કેવળ એટલું જ છે કે, અંદરખાનેથી આપણે જૂઠાં છીએ અને આપણા આત્માને છેતરીએ છીએ. કેમકે આપણે જો એમ કહેતાં હોઇએ કે ક્રાઇસ્ટના આદર્શ કરતાં વિશેષ સુગમ એવા કોઇ આચારનિયમની આપણને જરૂર છે,

કેમકે ક્રાઇસ્ટના આદર્શને પહોંચી નહિ શકીએ અને એને પહોંચવાના પ્રયત્નમાં જો આપણું પતન થશે, તો આપણે લંપટ બની જઇશું, —આવું જો આપણે કહેતા હોઇએ—તો આવા કથનનું તો તાત્પર્ય એ થયું કે, વાસ્તવિક હકીકત ક્રાઇસ્ટનો આદર્શ આપણાથી ન અનુસરી શકાય એટલો બધો ઉચ્ચ કે કઠિન છે એ નથી, પણ વાસ્તવિક હકીકત તો એ છે કે આપણને એ આદર્શ ઉપર શ્રદ્ધા જ નથી, અને આપણે આપણા આચારની મૂલવણી એ આદર્શના માપથી કરવા માગતાં જ નથી.

એક વાર પતન થયું કે તરત પછી સદાને માટે આપણું લાંપટયજીવન શરૂ થશે, એમ કહેવું એ તો આપણાથી ઊતરતી કોટિની કોઇક સ્ત્રી સાથેના આપણા પતનને આપણે પાપરૂપ ગણતા જ નથી, પણ એને તો આપણે એક પ્રકારના આનંદ કે મોહરૂપ જ ગણીએ છીએ અને તેથી એ પતનને લગ્નને નામે ઓળખાતા સ્થાયી સંબંધ દ્વારા આપણે સુધારી લેવા માગતા જ નથી એમ અગાઉથી આપણે નક્કી કરીને જ એવો વ્યભિચાર-સંબંધ કરેલો એમ કહેવા બરાબર છે. બાકી, પતન એ પાપ છે, અને પાપનું અવિયોજ્ય લગ્નદ્વારા તેમ લગ્નફળરૂપ સંતતિને કેળવવાને આવશ્યક એવી સમસ્ત પ્રવૃત્તિદ્વારા જ પ્રાયશ્ચિત્ત થઇ શકે, અને એ પ્રાયશ્ચિત્ત સૌને માટે અનિવાર્ય કર્તવ્યરૂપ છે એવું ભાન જો આપણને થાય તો એવું પતન દુરાચારી જીવન ગાળવાના નિમિત્તરૂપ કોઇ રીતે ન જ બને.

આ તો કોઇ ખેડૂત વાવણી કરતાં શીખતો હોય ને બરાબર વાવણી કરતાં ન આવડી એટલે પહેલું ખેતર પડતું મૂકી બીજા ખેતરમાં વાવણી કરવાની પોતાની આવડત અજમાવવા જાય, એમાં પણ નિષ્ફળ નીવડે એટલે વળી એ બીજું પણ છોડી ત્રીજા ખેતરમાં

જાય—એના જેવી વાત છે. આવો ખેડૂત જો આખરે જે ખેતરમાં પોતાની વાવણી સંતોષકારક કે સફળ નીવડી હોય તેને જ વાવેલા ખેતર તરીકે ગણાવવા જાય તો એ તો સ્પષ્ટ છે કે, એ ખેડૂત ઘણી જમીન અને પુષ્કળ બી બરબાદ કરવાનો, અને છતાં બરાબર વાવણી કરતાં તો તેને આવડવાનું જ નહિ.

બ્રહ્મચર્યને તમે એક વાર આદર્શ તરીકે સ્વીકારો, અને દરેક પતનને (પછી એ ગમે તેનું ગમે તે વ્યક્તિ દ્વારા થએલું હોય) જિંદગી પર્યંતના અતૂટ લગ્નસંબંધરૂપ ગણો, એટલે તરત તમને સ્પષ્ટ થશે કે, જિસસે કરેલું માર્ગસૂચન પર્યાપ્ત છે, એટલું જ નહિ, પણ એ સિવાય અન્ય કોઇ પ્રકારનું માર્ગસૂચન શકય પણ નથી.

'માનવી તો નિર્બળ છે, એટલે એને જે કામ સોંપીએ તે એના ગજા પ્રમાણે હોવું જોઇએ' એમ લોકો કહે છે. પણ એ તો આમ કહેવા બરાબર છે કે મારા હાથ નિર્બળ છે, એટલે સર્વથા સીધી એવી લીટી (બે બિંદુઓ વચ્ચેની ટૂંકામાં ટૂંકી લીટી) હું દોરી નહિ શકું તેથી, કામ સરળ બનાવવા ખાતર સીધીને બદલે વાંકી લીટીને હું નમૂના તરીકે મારી નજર આગળ રાખીશ.' પણ ખરી રીતે તો મારો હાથ જેટલો વિશેષ નિર્બળ હોય તેટલો મેં પસંદ કરેલો નમૂનો વિશેષ પરિપૂર્ણ હોવો જોઇએ.

ક્રાઇસ્ટકથિત આદર્શનું ધર્મશિક્ષણ જો એક વાર આપણે સ્વીકારીએ તો પછી જાણે આપણે એનાથી અપરિચિત હોઇએ એવી રીતે એ આદર્શને સ્થાને બાહ્ય નિયમોને મૂકીને આપણે આપણો આચાર ન યોજી શકીએ. આદર્શાનુસરણનો આ ખ્રિસ્તી ધર્મબોધ આપણી સમક્ષ મૂકવામાં આવ્યો છે એનું કારણ એ જ છે કે, પ્રગતિની જે પાયરીએ અત્યારે આપણે પહોંચ્યા છીએ એ

પાયરી ઉપર એ આપણને માર્ગસૂચન કરી શકે એમ છે. બાહ્ય, ધાર્મિક આચારનિયમોની પાયરી માનવજાતિએ લાંબા વખતથી વટાવી દીધી છે, એટલે એવા નિયમોમાં તો હવે એને શ્રદ્ધા રહી જ નથી.

માનવજાતિને માર્ગદર્શન કરાવી શકે એવો કોઇ ધર્મબોધ હોય તો તે આ ક્રાઇસ્ટે કહેલો આદર્શાનુસરણનો જ છે. જિસસના એ આદર્શને સ્થાને બાહ્ય નિયમો આપણાથી મુકાય જ નહિ. આપણે તો એ આદર્શ એના સર્વથા વિશુદ્ધ સ્વરૂપમાં આપણાં ચક્ષુ સમક્ષ અચળપણે ધરી રાખવો જોઈએ, ને ખાસ કરીને, એમાં શ્રદ્ધા રાખવી જોઇએ.

જે નાવિક કિનારાની નજીક રહીને પોતાનું નાવ હંકારતો હોય એને કહી શકાય ખરું કે: 'પેલી ટેકરી, પેલી ભૂશિર કે પેલા બુરજ ઉપર શરત રાખીને નાવ હંકારજે.' પણ હવે તો એવો વખત આવી પહોંચ્યો છે, કે જ્યારે નાવિક જમીન છોડીને સમુદ્ર મધ્યે ઘણે દૂર દૂર નીકળી ગયો છે, એટલે એ સ્થિતિમાં તો એને માર્ગદર્શન કેવળ અપ્રાપ્ય તારાઓ અને દિશાસૂચક હોકાયંત્ર પાસેથી જ મળી શકે.

અને એ ઉભય સાધનો આપણને મળ્યાં છે.

૨૬મી સપ્ટેંબર, ૧૮૯૦

२

## “ ડાએના ”*

‘ પ્રેમનો દંભ ’ ( ધ ક્રુટ્ઝર સોનેટા ) તેમ એના ‘ અનુલેખ ’ વિશે જુદા જુદા પ્રદેશોમાંથી મને જે અન્ય પત્રો મળેલા છે તે દર્શાવે છે કે સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધ વિશેની દૃષ્ટિ સુધારવાની આવશ્યકતા કેવળ મને જ જણાઇ છે એમ નથી, પણ બીજાં પણ અનેક વિચારવાન સ્ત્રીપુરુષોને એવી જ આવશ્યકતા જણાઈ છે, અને એમનો અવાજ ન સાંભળવામાં કે જાણવામાં આવ્યો હોય તો તેનું કારણ ફક્ત એટલું જ છે કે, પોતાના વિકારોને પોષે એવી પરંપરાગત વ્યવસ્થા તથા રૂઢિનો હઠ અને આવેશપૂર્વક બચાવ કરનાર લોકસમૂહની બૂમોમાં એ ઢંકાઇ ગએલ છે. આ જાતનો એક પત્ર મને તા. ૭ મી

---

* ડાએના એ એક પ્રાચીન રોમન દેવતાનું નામ છે. તે ચંદ્ર તથા મૃગયાની કુલદેવતા મણાતી અને સ્ત્રીજાતિની રક્ષયિત્રી કહેવાતી. પ્રસ્તુત ચોપાનિયાનો ઉદ્દેશ સ્ત્રીજાતિને અતિ વિષય-સેવનનાં કષ્ટોમાંથી રક્ષવાનો છે, એટલે તેને એવું નામ આપ્યું જણાય છે.

ઑક્ટોબર ૧૮૯૦ને દિને મળેલો અને તેમાં 'ડાએના' નામનું એક ચોપાનિયું બીડેલું.

આ રહ્યો એ પત્ર:

"'ડાએના: પરિણીત સ્ત્રીપુરુષોને અર્થે યોજાએલો નરનારીસંબંધવિષયક માનસશાસ્ત્રીય તેમ શારીરશાસ્ત્રીય નિબંધ' એ નામનું એક નાનકડું ચોપાનિયું આપને મોકલતાં અમને આનંદ થાય છે. આશા છે કે આપને એ મળી જશે. આપની કૃતિ 'પ્રેમનો દંભ' અમેરિકામાં પ્રકટ થઈ ત્યારથી ઘણાં માણસો કહે છે કે 'ડાએના'એ ટોલ્સ્ટોયના સિદ્ધાંતોના સ્પષ્ટીકરણ તેમ પરિપૂર્તિરૂપ છે અને એ સિદ્ધાંતોને તે શક્ય બનાવે છે.' આ વાતનો આપ જાતે નિર્ણય કરી શકો એટલા માટે એ ચોપાનિયું આપના પર મોકલવાની અમે ધૃષ્ટતા કરીએ છીએ.

લિ.

આપના અંતરની ઇચ્છાની સફળતા અર્થે પ્રાર્થના કરનાર,

(સહી) ધ બર્ન્સ કંપની, ન્યુયૉર્ક."

આની પહેલાં મને ફ્રાન્સમાંથી એંજિલી ક્રૅંકોઇઝનો પત્ર તથા તેનું ચોપાનિયું મળેલું. પોતાના પત્રમાં તેણે મને જણાવેલું કે, સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધમાં વિશુદ્ધિ પ્રેરવાના ઉદ્દેશથી મથતી બે સંસ્થાઓ—એક ઇંગ્લંડમાં અને બીજી ફ્રાન્સમાં એ રીતે–છે. માદામ એંજિલીના ચોપાનિયામાં પણ 'ડાએના' જેવા જ વિચાર પ્રદર્શિત કરવામાં આવ્યા છે, ફક્ત એની શૈલી એના જેટલી વિશદ અને સુરેખ નથી, અને એમાં કંઇક અગમ્યવાદનો પાસ છે.

જો કે એના મૂળમાં ખ્રિસ્તી ધર્મની નહિ પણ ખ્રિસ્તેતર

અફલાતૂની જીવનની ભાવના રહેલી છે, છતાં 'ડાએના'માં દર્શાવેલા વિચારો એવા નવીન અને રસિક છે, અને આપણા સમાજમાં અપરિણીત તેમ પરિણીત જીવનમાં પ્રવર્તતી સ્વચ્છંદી લંપટતાને એવી સ્પષ્ટ રીતે પુરવાર કરે છે કે વાચક પણ એ વિચારોનો મારી સાથે આસ્વાદ લે એવી મારી ઇચ્છા છે.

"અને એ બન્ને એકદેહ, એકપ્રાણ, એકાત્મ બનશે" એ આ ચોપાનિયાનો મુદ્રાલેખ છે. અને એના વિચારોનું સારતત્ત્વ નીચે પ્રમાણે છે:

પુરુષશરીર અને સ્ત્રીશરીર વચ્ચેનો ભેદ કેવળ દેહધર્મમૂલક જ નથી, પણ પુરુષમાં જેને આપણે પુરુષત્વને નામે ઓળખીએ છીએ અને સ્ત્રીમાં જેને આપણે સ્ત્રીત્વને નામે ઓળખીએ છીએ એવા અન્ય નૈતિક ગુણોમાં પણ એ ભેદ રહેલો છે. સ્ત્રીપુરુષ વચ્ચે જે આકર્ષણ પ્રવર્તી રહ્યું છે તેની પ્રેરક કેવળ શરીરસંયોગ કે સ્થૂલ સંભોગની વૃત્તિ જ નથી, પણ આ વિરોધી ગુણો વચ્ચે પરસ્પર જે આકર્ષણ હોય છે—અર્થાત્ સ્ત્રીત્વ પુરુષનું જે આકર્ષણ કરે છે અને પુરુષત્વ સ્ત્રીનું જે આકર્ષણ કરે છે—તેની વૃત્તિ પણ આમાં પ્રેરકરૂપ છે. એક જાતિ બીજી જાતિ દ્વારા પોતાને પરિપૂર્ણ કરવા મથે છે, અને તેથી જાતિઓ વચ્ચેનું આકર્ષણ આધ્યાત્મિક તેમ શારીરિક ઉભય પ્રકારનું સાયુજ્ય સાધવાની એકસરખી વાસના પ્રકટાવે છે. જુદી જુદી જાતનું સાયુજ્ય સાધવાની આ વૃત્તિ એ એક જ શક્તિના બે જુદા જુદા આવિર્ભાવ છે, અને એ બન્નેનો પરસ્પર એવો અન્યોન્યાશ્રય રહેલો છે કે એમાંની એક વૃત્તિની તૃપ્તિ સાથે બીજી વૃત્તિ નિર્બળ બન્યા વિના રહેતી નથી. જેટલા પ્રમાણમાં આધ્યાત્મિક સાયુજ્યની વૃત્તિ તૃપ્ત થાય છે, તેટલા

પ્રમાણમાં શારીરિક સાયુજ્યની વૃત્તિ નિર્બળ બને છે અથવા સર્વથા લોપ પામે છે. અને એ જ રીતે બીજી બાજૂ શારીરિક સાયુજ્યની વૃત્તિની તૃપ્તિ સાથે આધ્યાત્મિક સાયુજ્યની વૃત્તિ નિર્બળ બને છે અને નાશ પામે છે. અને તેથી, સ્ત્રીપુરુષ વચ્ચેનું આકર્ષણ સંતાનોત્પાદક બને એવું કેવળ સ્થૂલ શારીરિક જ નથી, પણ એ એવું આકર્ષણ છે કે જે સર્વથા આધ્યાત્મિક સાયુજ્યનું રૂપ પણ લઇ શકે, કેવળ વિચારવર્તી જ બની રહે, અથવા બીજી બાજૂથી સંતાનોત્પાદક સ્થૂલ સાયુજ્ય માત્ર બની જાય, તેમ આ બન્ને અંતિમ દશાઓ વચ્ચેની અનેક ક્રમિક સ્થિતિઓ કે સંક્રમણોનું પણ રૂપ લે. સ્ત્રીપુરુષ વચ્ચેનો સંબંધ આ બધાંમાંના કયે પગથિયે જઇને અટકશે એ પ્રશ્નનો નિર્ણય તે તે સ્ત્રીપુરુષ અમુક વખતને માટે કે સદાને માટે કઇ જાતના સાયુજ્યને શુભ, યોગ્ય ને ઇષ્ટ ગણે છે એ વાત ઉપરથી થઇ શકે છે. શું શુભ, યોગ્ય, ને ઇષ્ટ છે એ બાબતનો ખ્યાલ કામસંબંધને કેટલે બધે સુધી નિયંત્રણમાં રાખી શકે છે તેનું એક સરસ ઉદાહરણ નાના રશિયામાં પ્રવર્તતી એક રૂઢિમાં જોવામાં આવે છે. આ રૂઢિ તે એ કે વિવાહને માટે નિર્માએલું જુવાન જોડું પોતાની કે સામાની કૌમાર્યવિશુદ્ધિને લેશમાત્ર ખંડિત કર્યા વિના વરસો સુધી નિકટ સહવાસમાં રાત્રિઓ ગાળે છે.

જે પૃથક્ વ્યક્તિઓ જોડાય છે તેમને પૂર્ણ તૃપ્તિ તે જ કક્ષામાં કે તે જ ભૂમિકામાં મળે છે, કે જેને એ વ્યક્તિઓ શુભ, યોગ્ય, ને પરિણામે ઇષ્ટ ગણતી હોય. અને કઇ કક્ષા કે કઇ સ્થિતિને શુભ, યોગ્ય, ને ઇષ્ટ ગણવી એનો આધાર તો એમની અંગત દૃષ્ટિ ઉપર રહે છે. પણ આ અંગત વાત અળગી રાખીએ અને પરલક્ષી રીતે, સાર્વજનિક દૃષ્ટિથી, વિચાર કરીએ તો એટલું

તો સ્પષ્ટ જણાય છે કે દરેકને અમુક પ્રકારના સાયુજ્ય કરતાં તેથી ભિન્ન પ્રકારનું સાયુજ્ય વિશેષ સંતોષ આપે એવું તો બનવાનું જ, અર્થાત્ કોઇને શારીરિક સાયુજ્ય સંતોષ આપવાનું, તો કોઈને વળી આધ્યાત્મિક સાયુજ્ય જ સંતોષપ્રદ નીવડવાનું, એવો રુચિભેદ તો રહેવાનો જ. ત્યારે હવે વિચારી જોઇએ, કે જોડાનારી વ્યક્તિઓની અંગત દૃષ્ટિને બાજૂ પર રાખીએ, તો કયા પ્રકારનું સાયુજ્ય સ્વયમેવ વિશેષ સંતોષ આપવાનું, આધ્યાત્મિકતાપરાયણ કે શારીરિકતા-પરાયણ? ઉત્તર સ્પષ્ટ ને અસંદિગ્ધ છે, પછી ભલેને આપણા સમાજમાં આપણે જે માન્યતાઓ ધરાવતાં આવ્યાં છીએ તેથી એ વિરુદ્ધ હોય, ને તે ઉત્તર એ કે જેમ જેમ એ સાયુજ્ય કેવળ શારીરિક હોવાનું તેમ તેમ એની વાસના વધુ વધુ ઉશ્કેરાતી જવાની અને તૃપ્તિની પ્રાપ્તિ ઓછી ઓછી થવાની.

આથી ઊલટું, આપણે આધ્યાત્મિક ઐક્યની જેમ જેમ નજીક પહોંચતાં જવાનાં, તેમ તેમ નવી વાસનાઓ ઓછી ઉદ્ભવવાની અને તૃપ્તિ વિશેષ પ્રમાણમાં અનુભવાતી જવાની. એટલે કે શારીરિક ઐક્યની જેટલા નજીક, તેટલું એ ઐક્ય જીવનશક્તિનું વિઘાતક નીવડવાનું; તો આધ્યાત્મિક ઐક્યની જેટલા નજીક, તેટલી સામાન્ય સ્થિતિ વિશેષ શાન્તિપ્રદ, આનંદપ્રદ તેમ બલપ્રદ નીવડવાની.

સ્ત્રીપુરુષની અવિભાજ્ય એકપત્નીકત્વરૂપ એકતાને કર્તા માનવીના ઉચ્ચતર વિકાસની આવશ્યક શરતરૂપ ગણે છે. એટલે કર્તાના અભિપ્રાય પ્રમાણે લગ્ન જો કે પુખ્ત ઉંમરને પામેલાં સઘળાં મનુષ્યોને માટે સ્વાભાવિક તેમ ઇષ્ટ સ્થિતિ છે, છતાં એ સદા શારીરિક સાયુજ્યરૂપ કે દેહલગ્નરૂપ જ હોવું જોઇએ એવું

કંઇ નથી, એટલું જ નહિ પણ કેવળ આધ્યાત્મિક સાયુજ્ય કે આત્મલગ્નરૂપ પણ હોઇ શકે એવો એનો મત છે. લગ્નમાં જોડાનાર વ્યક્તિઓની પ્રકૃતિ અને પરિસ્થિતિ અનુસાર, અને એથી પણ વિશેષે તો તેઓ જે વસ્તુ કે સ્થિતિને શુભ, યોગ્ય, અને ઇષ્ટ ગણે તદનુસાર, લગ્ન કેટલાંકનાં જીવનમાં આધ્યાત્મિક ઐક્ય તરફ વળવાનું, તો કેટલાંકનાં જીવનમાં શારીરિક ઐક્ય કે દેહલગ્ન તરફ વળવાનું. પણ એટલું તો નિશ્ચિત જ છે કે તે જેટલું આધ્યાત્મિક ઐક્ય ભણી વળવાનું તેટલી વિશેષ તૃપ્તિ પ્રાપ્ત થવાની.

એકની એક કામવૃત્તિ મનુષ્યને આધ્યાત્મિક અભેદાનુભવ એટલે કે પ્રેમ ભણી લઈ જઈ શકે, તેમ સ્થૂલ શરીરસંભોગ એટલે કે સંતાનોત્પત્તિ ભણી પણ લઇ જઇ શકે; અને એકનો એક ચિત્ત-ધર્મ જાગ્રત પ્રયત્નબળે એકમાંથી બીજા પ્રકારના ઐક્યમાં સંક્રાન્તિ પામી શકે એ વાત કર્તા સ્વીકારે છે. એ ઉપરથી સ્વાભાવિક રીતે ફલિત થાય છે કે, એમને મતે વિષયોપરતિ (abstinence) કે બ્રહ્મચર્ય અશક્ય ઠરતું નથી, એટલું જ નહિ પણ એને તે લગ્ન દ્વારા કે લગ્ન વિના ઊભા થતા સ્ત્રીપુરુષસંબંધની અનામયતાની નૈસર્ગિક તેમ આવશ્યક શરતરૂપ ગણે છે.

આ આખો લેખ પોતાની દલીલોના સમર્થનમાં પુષ્કળ ઉદાહરણો આપે છે, અને સ્ત્રીપુરુષસંબંધની પ્રક્રિયાઓ વિશે—શરીર ઉપર એના જે આઘાત પ્રત્યાઘાત થાય છે તે વિશે અને પ્રેમ કે પ્રજનનરૂપ એક કે બીજા પ્રવાહમાં એને બુદ્ધિપૂર્વક વહેવરાવવાની શક્યતા વિશે—દેહધર્મવિદ્યામાંથી પુષ્કળ પ્રમાણ તેમ વિચારસામગ્રી રજૂ કરે છે. પોતાના વિચારના સમર્થનમાં કર્તા હર્બર્ટ સ્પેન્સરના શબ્દો ટાંકે છે કે: "માનવજાતિનું શ્રેય સાધે

એવો કોઈ નિયમ જો એની સમક્ષ મૂકવામાં આવે, તો અચૂક માનવપ્રકૃતિ સ્વયમેવ એને વશ વર્તીને એને અનુસરે, એટલે પછી એ નિયમનું આવું અધીન અનુસરણ માનવીને આનંદપ્રદ નીવડે." અને આ ઉપરથી કર્તા કહે છે કે અત્યારે જે સ્થાપિત રીતરિવાજો કે સંજોગો આપણી આસપાસ જોવામાં આવે છે તેના ઉપર આપણે વધુ પડતું વજન ન મૂકવું ઘટે, પણ આપણે તો આશાભર્યા ઝળહળતા ભવિષ્યમાં માનવી જે સ્થિતિને પ્રાપ્ત કરી શકે એમ છે અથવા જે સ્થિતિને પ્રાપ્ત કરવાનું એનું કર્તવ્ય છે એના ઉપર જ મીટ માંડવી ઘટે.

જે કહેવામાં આવ્યું છે તે સઘળાનો સાર કર્તા આવો આપે છેઃ 'ડાએના'નો મૂળભૂત સિદ્ધાંત એ છે કે સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધનાં કાર્યધર્મ બે છેઃ એક એ કે પ્રજોત્પત્તિ કરવી, બીજો એ કે પ્રેમ રાખવો. એટલે જો પ્રજોત્પાદનની સ્પષ્ટ ઇચ્છા ન હોય તો પછી કામવૃત્તિને સદા પ્રેમપ્રવાહમાં જ વહેવરાવવી ઘટે. આ વૃત્તિનું પરિણામ કેવું આવે છે એનો આધાર આ સિદ્ધાંતનું કેટલે અંશે અનુસરણ થાય છે તેના ઉપર રહે છે. આ સિદ્ધાંતને અનુરૂપ ટેવો જો રફતે રફતે પાડવામાં આવે તો માનવજાતિ પાર વિનાની પીડામાંથી મુક્ત થઇ જાય અને એને પોતાની કામવૃત્તિના વિષયમાં તૃપ્તિનો અનુભવ થાય.

પુસ્તકને છેડે ઈલિઝા બર્ન્સનો માબાપ તેમ શિક્ષકોને ઉદ્દેશીને લખેલો પત્ર આપવામાં આવ્યો છે. જો કે આ પત્રમાં જેને અશિષ્ટ કે અશ્લીલ ગણવામાં આવે છે એવા પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી છે, ( એટલે કે વસ્તુને એનું યથાર્થ નામ આપીને ચર્ચા કરવામાં આવી છે, પણ એમ કર્યા વિના તો

ચાલે એમ જ નથી ), તો પણ અતિ વિષયસેવન તેમ સ્વચ્છંદા· ચારથી હેરાન હેરાન થઇ જતા અભાગિયા જુવાનો ઉપર આ પત્ર એવી હિતાવહ અસર કરી શકે એમ છે કે પોતાની સર્વોત્તમ શક્તિઓને આમ નિરર્થક વેડફી નાખતા અને પોતાના પરમશ્રેયનો વિનાશ કરતા આવા યુવાનોમાં, અને એથી પણ વિશેષ તો કેવળ અજ્ઞાનને કારણે બરબાદ થતા ઘેર વસતા તથા શાળામાં ને ખાસ કરીને તો મહાવિદ્યાલયમાં કે સૈન્યસંસ્થામાં વસતા વિદ્યાર્થીઓમાં, જો આ પત્રની નકલોનો પ્રચાર કરવામાં આવશે તો એ સૌને માટે ખરેખર તે ઇશ્વરના આશીર્વાદરૂપ થઇ પડશે.

## ૩

# પત્રો, રોજનીશી વગેરેમાંના ફકરા

મૈથુન સંબંધી મારા વિચારો મેં બને તેટલી સ્પષ્ટતાથી "'પ્રેમના દંભ'ના અનુલેખ"માં વ્યક્ત કર્યા છે. એ આખો મુદ્દો સંક્ષેપમાં આમ વ્યક્ત કરી શકાયઃ પોતે પરણેલો હોય કે ન હોય તો પણ પુરુષે સઘળા સંજોગોમાં ક્રાઇસ્ટે અને તેની પછી પોલે પ્રતિપાદિત કર્યું છે તે પ્રમાણે, સર્વદા બને તેટલા પવિત્ર અને ઇન્દ્રિયનિગ્રહવાન રહેવું ઘટે. સ્ત્રીસંગનો લેશમાત્ર આસ્વાદ ન લેવા જેટલો એ સંયમી રહી શકે તો એ અવસ્થા એને માટે સર્વોત્તમ ગણાય. પણ જો એવો નિરતિશય સંયમ એ ન જાળવી શકે તો એણે પોતાની વિષયલાલસારૂપ નિર્બળતાને બને તેટલી ઓછી વાર અધીન થવું જોઈએ, અને મૈથુનને પ્રમોદ કે આનંદરૂપ તો કદી માનવું જ ન જોઈએ. મને લાગે છે કે કોઈ પણ સહૃદય કે વિચારવાન માણસ આ વિષયમાં આ સિવાય અન્ય અભિપ્રાય ધરાવી જ ન શકે, અને એટલા પૂરતાં તો સૌ મનુષ્યો એકમત જ છે.

૨

'યુવક'ના તંત્રી તરફથી લગ્નબંધનરહિત પ્રેમની હિમાયતમાં આજે વળી એક બીજો પત્ર મળ્યો. વખત મળે તો આ વિશે લખવાનું મને મન છે. ઘણું કરીને તો હું લખીશ પણ. દર્શાવવાની મુખ્ય વાત એટલી જ છે કે, પરિણામોનો વિચાર કર્યા વિના પોતાને વાસ્તે વધુમાં વધુ આનંદની જોગવાઇ કરવાને મથવું એમાં જ બધી વાત આવી જાય છે. વળી જે વસ્તુ ક્યારની પ્રવર્તી જાય છે અને અતીવ દુષ્ટ છે તેનો પ્રચાર કરવાને એ મથે છે. વળી સર્વ પ્રકારના અંકુશના અભાવમાત્રથી બધું ઠેકાણે પડી જાય અને સુધરી જાય એમ માનવાનું શું કારણ? અલબત્ત, આ વિષયમાં કોઇ પણ જાતના કાયદાકાનૂન કરવાની તો હું વિરુદ્ધ જ છું, અને સંપૂર્ણ સ્વાતંત્ર્યની જ હું હિમાયત કરું છું: મારો નિશાનો ફક્ત એટલો છે કે, આદર્શ પ્રમોદ નહિ પણ બ્રહ્મચર્ય છે.

૩

કામસંબંધથી—પ્રેમમાં પડવાથી—જે જે પીડાઓ ઊભી થાય છે તે સઘળી પીડાઓનું મૂળ કારણ ફક્ત આટલું જ છે કે આપણે સ્થૂલ સંભોગવાસનાને આધ્યાત્મિક જીવન અને—કહેતાં પણ કમકમાટી થાય છે—પ્રેમ જોડે ભેળવી દઇને ગોટાળો ઉત્પન્ન કરીએ છીએ, અને આ કામાવેગને તિરસ્કારીને નિગ્રહમાં રાખવાને બદલે આધ્યાત્મિકતાના મયૂરપિચ્છો વડે એને શણગારવામાં આપણી બુદ્ધિનો આપણે ઉપયોગ કરીએ છીએ.

૪

**સામસામા** છેડા મળતા આવે એનો દાખલો જોઈએ તો આ રહ્યો. સ્ત્રીપુરુષ વચ્ચેનાં સઘળી જાતનાં આકર્ષણોનું મૂળ કામવાસનાને ગણવી એ જડવાદ જેવું લાગે છે, પણ વાસ્તવિક રીતે તો એવી દૃષ્ટિમાં જ સૌથી વિશેષ આધ્યાત્મિક વૃત્તિ રહેલી છે, કારણ કે આધ્યાત્મિકતાના પ્રદેશમાંથી આધ્યાત્મિક ન હોય એવું બધું કાઢી લઈએ એટલે એ આધ્યાત્મિકતાની વિશેષમાં વિશેષ કદર કરવાનું શક્ય બને છે.

૫

**મોટામાં** મોટી આફતોના મૂળરૂપ વાસનાને—વિકારવેગને—આપણે હીન ગણીને તુચ્છકારતા નથી કે અંકુશમાં રાખતા નથી, એટલું જ નહિ પણ ઊલટા આપણાથી બને તેટલાં બધાં સાધનોથી એને આપણે ઉશ્કેરીને ઉન્મત્ત બનાવીએ છીએ. અને પછી આપણે ફરિયાદ કરવા બેસીએ છીએ કે આપણે દુઃખી થઈએ છીએ !

૬

**સ્ત્રી** કે પુરુષમાં રહેલી કામાસક્તિ એ (મદ્યાસક્તિ–દારૂડિયાપણા-ની પેઠે) એક પ્રકારના ચાંચલ્યની, કૌતુકની, નવીનતાના અભિલાષની અવસ્થા છે, અને એક નહિ પણ અનેકની સાથેના સંભોગદ્વારા મળતા આનંદમાંથી એ કામાસક્તિ જન્મે છે. કામાસક્ત વ્યક્તિ

ધારે તો આત્મનિગ્રહ રાખી શકે, પણ દારૂડિયાની વાત જુદી છે—એ તો દારૂડિયો જ રહેવાનો. એનો નિગ્રહ ઢીલો થયો કે તરત જ–તે ને તે જ પળે—એનું પતન થવાનું.

૭

**પ્રલોભન** સામેના આપણા વિગ્રહમાં આપણે નિર્બળ બની જઇએ છીએ તેનું કારણ એ છે કે, આપણે અગાઉથી મનને વિજયના વિચારથી ચકચૂર બનાવી દઇએ છીએ. પ્રારંભથી જ આપણે વિજયના વિચાર સાથે પ્રયાણ કરીએ છીએ. માથે તો લઇએ છીએ આપણે ગજા ઉપરવટનું કામ–એવું કામ કે જે પાર પડવું ન પડવું એ આપણી શક્તિ બહારની વાત છે. સાધુઓની પેઠે અગાઉથી આપણે અંતરને ઉદ્દેશીને બોલીએ છીએ કે: 'હું બ્રહ્મચર્યપાલનની પ્રતિજ્ઞા લઉં છું,' અને આમ કહેતી વખતે આપણી નજર સમક્ષ બાહ્ય કે કાયિક બ્રહ્મચર્ય જ હોય છે એટલે આવી પ્રતિજ્ઞાનું પાલન અશક્ય નીવડે છે. એનું કારણ એક તો એ હોય છે કે, ભવિષ્યમાં જે સંજોગોમાં આપણે મુકાઈએ, અને જે સંજોગોમાં પ્રલોભનોની સામે ન થઇ શકીએ એવા સંજોગોનો યથાર્થ ખ્યાલ આપણને અગાઉથી આવી શકતો નથી; અને બીજું કારણ એ છે કે, આવી પ્રતિજ્ઞા જ ખોટી ને ભ્રામક છે, કેમકે સાચું લક્ષ્ય સિદ્ધ કરવામાં—મૂળ મુદ્દાની વાત પ્રાપ્ત કરવામાં—એટલે કે શક્ય હોય તેટલા અધિકમાં અધિક બ્રહ્મચર્યની નિકટ પહોંચવામાં—એ બિલકુલ મદદ કરતી નથી, એટલું જ નહિ પણ એથી તો ઊલટું છેક વિપરીત જ પરિણામ આવે છે.

કેવળ કાયિક બ્રહ્મચર્ય–બાહ્યવિશુદ્ધિ–જ જાળવવાની છે એવો નિશ્ચય કરવાથી લોકો કાં તો સંસારનો ત્યાગ કરે છે,

આફ્રોનના સંતોની પેઠે સ્ત્રીઓથી દૂર નાસતા ફરે છે, અથવા પોતાની જાતને હીજડા બનાવે છે; અને આમ કરતાં 'બ્રહ્મચર્યપાલનમાં આપણે આપણા વિચારો સામે ઝૂઝવાનું છે, સંસારમાં અને પ્રલોભનો વચ્ચે રહીને વિશુદ્ધિ સાચવવાની છે' એ ખરી મહત્ત્વની વાત તો ભૂલી જાય છે. બ્રહ્મચર્યપાલનની બાબતમાં આવી રીતે વિજય ઉપર દૃષ્ટિ રાખીને પ્રવર્તવું એ તો કોઈ સૈનિક કહે કે હું લડવા જાઉં, પણ ફતેહ મળવાની ચોક્કસ ખાતરીની શરતે જ લડવા જાઉં, એના જેવું છે. આવા સૈનિકને પછી સાચા દુશ્મનોથી દૂર નાસતા ફરવું પડશે. અને કેવળ કાલ્પનિક શત્રુઓ સાથે જ એને ઝૂઝવાનું રહેશે એટલે પછી એને લડતાં નહિ આવડવાનું, અને એ નિષ્ફળ જ નીવડવાનો.

આ ઉપરાંત, બાહ્યવિશુદ્ધિને 'વહેલો મોડી કોઇ દહાડો તો એ સિદ્ધ કરીશું' એવી આશા સાથે આવી રીતે ધ્યેય તરીકે પોતાની દૃષ્ટિ સંમુખ રાખવી એમાં નુકસાન રહેલું છે. કારણ કે એની સિદ્ધિ અર્થે મથીએ એ દરમિયાન, માનવપ્રકૃતિ જે જે પ્રલોભનો આગળ પરવશ બને છે તે દરેક પ્રલોભન, અને ખાસ કરીને દરેક પતન, એવી આશાનો નાશ કરે છે અને આવા ઇન્દ્રિયદમન તેમ આવા મથનની શકયતા તેમ વાજબીપણા વિશે એની ઇચ્છા વિરુદ્ધ એનામાં શંકા જન્માવે છે. "વિશુદ્ધ બ્રહ્મચારી બનવું તો અશકય છે; મિથ્યા ધ્યેયની પાછળ હું તો મથું છું" એમ એને થાય છે, અને તેથી સ્વાભાવિક રીતે જ મનુષ્ય હારી જાય છે અને સરકતો સરકતો વિષયસેવનમાં ડૂબી જાય છે. આ તો કોઈ યોદ્ધો, મૃત્યુ કે અન્ય ઇજાથી પોતાને બચાવી લે એવી કલ્પના કરીને કોઇ મંત્રેલું માદળિયું પહેરીને યુદ્ધમાં જાય એના જેવી વાત છે. જરાક ઊઝરડો થયો કે સહેજ ઘા વાગ્યો કે તરત આવો માણસ

સઘળું પુરુષાતન ગુમાવી બેસે છે અને મૂઠીઓ વાળીને દોડવા માંડે છે. એટલે માણસનું ધ્યેય તો પોતાના ચારિત્ર, પોતાની પ્રકૃતિ અને પોતાના ભૂત તેમ વર્તમાન સંજોગો એ સૌના પ્રમાણમાં બને તેટલું વધુમાં વધુ બ્રહ્મચર્ય પાળવાનું જ હોઇ શકે. અને તે બ્રહ્મચર્યપાલન પણ જેઓ આપણે શાં શાં પ્રલોભનો સામે ઝઘડવાનું છે એ જાણી શકે એમ નથી એવા લોકો ઉપર નજર રાખીને કે એમને સંતોષવાની ઇચ્છાથી કરવાનું નથી, પણ આપણા અંતરાત્મા તેમ સર્વસાક્ષી પરમાત્મા ઉપર નજર રાખીને એને સંતોષવાની ઇચ્છાથી કરવાનું છે. એટલે પછી આગળ ને આગળ વધવામાં કશું આડખીલીરૂપ નીવડવાનું નથી કે એકાએક અટકાવી પાડવાનું નથી. ત્યારે પછી પ્રલોભન પણ નિષ્ફળ નીવડે છે અને દરેક વસ્તુ પછી એક જ શાશ્વત ધ્યેય–પાશવ વૃત્તિને તજી ઈશ્વર સમીપ પહોંચવાના ધ્યેય–ભણી લઈ જાય છે.

૮

ક્રાઈસ્ટનો ધર્મોપદેશ જીવનનાં સ્વરૂપ કે આકાર નથી નક્કી કરી આપતો; પણ, માનવીના જુદા જુદા સર્વ સંબંધોમાં ફક્ત ભાવનાનો જ–કઇ દિશામાં પ્રવર્તવું તેનો જ–અંગુલિનિર્દેશ કરે છે. સ્ત્રીપુરુષસંબંધની બાબતમાં પણ એમ જ છે. પણ ક્રાઇસ્ટના ધર્મોપદેશને ઝીલી પચાવી ન શકે એવા સ્વભાવનાં માણસો જીવનનાં નિશ્ચિત સ્વરૂપ માગે છે. ખ્રિસ્તી ધર્મમંડલવિહિત લગ્ન એ આવા લોકો માટે શોધી કઢાએલું લગ્ન છે, બાકી વાસ્તવિક રીતે ક્રાઇસ્ટના ઉપદેશાનુરૂપ એમાં કશું નથી. સ્ત્રીપુરુષસંબંધમાં તેમ હિંસા, ક્રોધ આદિ અન્ય વિષયોમાં ભાવનાને–આદર્શને–નીચે ઉતારવાનો કોઇને હક્ક નથી, તેમ એ રીતે આદર્શને નીચે

ઉતારવો એ કોઇને છાજતું પણ નથી. તે છતાં લગ્નની બાબતમાં ધર્માધિકારીઓએ જે કર્યું છે તે એવું જ અણછાજતું કાર્ય છે.

૯

ખ્રિસ્તી ધર્મનું તત્ત્વ નહિ સમજાવાને લીધે મનુષ્યોના સામાન્ય રીતે ખ્રિસ્તી અને અખ્રિસ્તી એવા વિભાગ પાડવામાં આવે છે. જળદીક્ષા પામેલાંઓને ખ્રિસ્તી ગણવાં એવો જે વિભાગ પાડવામાં આવ્યો છે તે આવા સઘળા વિભાગોમાં સૌથી વિશેષ અધકચર્યો અને સમજ વિનાનો છે. ને ક્રાઇસ્ટના ઉપદેશાનુસાર શુદ્ધ ગૃહસ્થજીવન ગાળતો હોય, ખૂની ન હોય અને એ પ્રકારનાં બીજાં લક્ષણો ધરાવતો હોય તેને એથી ભિન્ન પ્રકારનું જીવન ગાળનારથી જુદો પાડી ખ્રિસ્તી કહેવાનો રિવાજ જો કે આ કરતાં ઓછો અધકચર્યો અને વિશેષ સમજદાર છે, છતાં ખોટો તો છે જ. કેમકે ખ્રિસ્તીધર્મમાં ખરી રીતે ખ્રિસ્તી અખ્રિસ્તીને નોખા પાડે એવી કોઇ ભેદક રેખા જ નથી. એમાં તો પ્રકાશ, આદર્શ ને જિસસ છે, તેમ અંધકાર અને પશુભાગ–આસુરી સંપત્તિ–છે. એટલે જિસસનું નામ લઇ જિસસ ભણી આ રીતે તમે આગળ ને આગળ ધપો !

સ્ત્રીપુરુષસંબંધમાં પણ એ જ રીતે બ્રહ્મચર્ય–પૂર્ણ, અખંડ બ્રહ્મચર્ય–એ જ આદર્શ છે. પ્રભુસેવાપરાયણ વ્યક્તિથી જેમ મદ્યપાનની ઇચ્છા ન કરી શકાય, તેમ લગ્નની પણ ઇચ્છા ન કરી શકાય. પણ બ્રહ્મચર્યસિદ્ધિના માર્ગમાં જુદી જુદી ભૂમિકાઓ— ક્રમેક્રમે ચડતી પાયરીઓ—છે ખરી, એટલે પોતે પરણે કે ન પરણે એ પ્રશ્નના ઉત્તરમાં કેવળ એટલું જ કહી શકાય કે “જો તમને

બ્રહ્મચર્યના આદર્શનાં દર્શન ન થયાં હોય, બ્રહ્મચર્યસાધનાને જાત સમર્પી દેવાની અભિલાષા તમારા અંતરમાં જાગતી ન હોય, તો પછી લગ્નરૂપી અશુદ્ધ માર્ગે ક્રમણ કરીને તમે વિશુદ્ધ બ્રહ્મચર્ય ભણી પ્રગતિ કરો—પછી લગ્નદ્વારા એ રીતે બ્રહ્મચર્ય ભણી પ્રગતિ કરી શકાય એવું સ્પષ્ટ ભાન ભલે તમને ન હોય.'' મારી ઊંચાઈ વિશેષ હોય ને તેથી દૂર દૂર કોઇ મકાન મારી સંમુખ હું જોઇ શકતો હોઉં, છતાં મારી સાથે ચાલતા ઠીંગણા સાથીને જેમ હું એ ન બતાવી શકું એટલે એને તો મારે માર્ગમાં આવેલી કોઇ નજીકની અને ઉપર તરી આવતી વસ્તુ દેખાડવાની રહે, તેમ જે લોકો બ્રહ્મચર્યભાવનાનાં દર્શન ન કરી શકતાં હોય તેમને માટે પ્રમાણિક પવિત્ર લગ્ન એ એક પ્રકારના દિગ્દર્શનરૂપ છે. પણ મારા તમારા જેવા એવી વસ્તુનું દિગ્દર્શન કરાવે તે ભલે, પણ જિસસે તો બ્રહ્મચર્ય સિવાય બીજી કોઇ વસ્તુનો નિર્દેશ કરેલો જ નહિ અને કરી શકે પણ નહિ એ ખાસ લક્ષમાં રાખવાનું છે.

## ૧૦

ઝૂઝવું એનું નામ જ જીવન છે અને કેવળ એમાં જ જીવન રહેલું છે. ત્યાં પછી જંપીને બેસવાની વાત નથી, કેમકે આદર્શ સદા મારી સંમુખ હોય છે, એટલે એ સિદ્ધ કરવાની વાત બાજૂ પર રાખીએ તો પણ જ્યાં સુધી હું એના તરફ પ્રગતિ કર્યા કરતો ન હોઉં ત્યાં સુધી મને ચેન જ ન પડે.

ઉદાહરણ તરીકે બ્રહ્મચર્યભાવના લ્યો. તો એ વિષયમાં, આર્થિક વિષયમાં જેમ આસપાસ જેટલાં ક્ષુધાર્ત હોય તેટલાં બધાંને ખવરાવવા માત્રથી આપણને જંપ વળવાનો નહિ, તેમ

થોડો વખત કામવૃત્તિ બંધ પાડવાથી એટલા સ્થૂલ સંયમમાત્રથી આપણને જંપ વળવાનો નહિ. જંપ તો આપણને ત્યારે વળવાનો કે જ્યારે આપણે આપણા આદર્શની ઉત્તુંગતાનું સ્પષ્ટ દર્શન કરવાનાં, તેમ જ સાથે સાથે આપણી નિર્બળતાનું તથા એ આદર્શ અને આપણી વચ્ચે રહેલા અંતરનું તેમ એ અંતર કાપવાને માટે આવશ્યક એવા યત્નનું પણ જ્યારે આપણે સ્પષ્ટ દર્શન કરવાનાં ત્યારે જ આપણને સંતોષ થવાનો. આદર્શસ્થિતિ આપણી પાસે માગી રહી છે તે વસ્તુઓ વચ્ચે તથા આપણા વર્તમાન જીવન વચ્ચે જે તફાવત રહેલો છે તે દેખાતો બંધ થઈ જાય એવી સ્થિતિમાં આપણને મૂકવામાત્રથી—એ સ્થિતિ ઉપર ઢાંકપિછોડો કરવા-માત્રથી—આપણને સંતોષ કદી નહિ જ થવાનો.

૧૧

**વિષયવાસના** સામેનો વિગ્રહ એ સૌથી કપરો વિગ્રહ છે. એ વિષયવાસનાથી મનુષ્ય મુક્ત હોય એવી સ્થિતિ કે વય પ્રારંભની બાલ્યાવસ્થા તથા છેક અંતકાળની જરાવસ્થા સિવાય બીજી એક પણ નથી. એટલે આ વિગ્રહમાં કોઈએ હિંમત હારવાની નથી, તેમ જેમાં એ વિષયવાસના અવિદ્યમાન હોય એવી કોઈ અવસ્થા પ્રાપ્ત કરવાની આશા રાખવાની નથી. એમાં તો પળવાર પણ ઢીલા પડયા વિના રિપુને વિકલ બનાવે એવાં સર્વ સાધનોનો સંભારી સંભારીને ઉપયોગ કરવાનો છે,—અર્થાત્ શરીરમનને ચંચળ કે પ્રમત્ત કરે એવી સઘળી વસ્તુથી વેગળા રહેવાનું છે અને સતત રીતે વ્યાપૃત રહેવાનું છે. આ એક રસ્તો છે. બીજો રસ્તો એ છે કે, ઝઘડતાં ઝઘડતાં જો તમે દુશ્મનને હંફાવી ન શકો તો પછી લગ્ન કરો—એટલે કે પરણવા ખુશી

હોય એવી પત્ની પસંદ કરો, અને તમારા મન સાથે ગાંઠ વાળો કે, બ્રહ્મચર્યપાલનમાં તમારાથી સ્ખલિત કે પતિત થયા વિના ન જ રહી શકાય એમ હોય તો એ સ્ખલન કે પતન તમારી આ પત્ની સાથે જ થાય, ઇતર સ્ત્રી સાથે કદી નહિ. વળી એ તમારી પત્નીને કંઇ પ્રજા થાય તો એ પ્રજાને તમે કેળવણી આપો અને એના સહચારમાં રહીને એને સાથ આપતાં આપતાં તમે બ્રહ્મચર્યને સિદ્ધ કરો, અને તે જેમ વહેલું સિદ્ધ કરો તેમ વધારે સારું. બ્રહ્મચર્યસિદ્ધિની આ સિવાય બીજી એક પણ પ્રક્રિયા કે પદ્ધતિ મારા જાણવામાં નથી. પહેલી અને બીજી બન્ને પદ્ધતિનો સફળતાપૂર્વક ઉપયોગ કરવા સમર્થ થવાય એટલા માટે સૌથી વિશેષ કરવા જેવું કામ એ છે કે, માણસે પરમાત્મા સાથેનો પોતાનો સંબંધ વિશેષ ને વિશેષ દૃઢ બનાવવો, એની પાસેથી પોતે આવેલ છે અને એની પાસે પાછો જવાનો છે, અને એની ઇચ્છાને પાર પાડવી એ જ આ જીવનનો હેતુ અને આ જીવનની સાર્થકતા છે એ વાત સ્મરણમાં વધુ ને વધુ તાજી રાખવી.

જેમ જેમ તમે એનું વિશેષ વિશેષ સ્મરણ કરશો તેમ તેમ એ તમને વિશેષ વિશેષ સાહાય્ય કરશે.

એક વિશેષ વાતઃ તમારું પતન થાય એથી નાસીપાસ ના થતા. એથી તમે નષ્ટ થઇ ગયા અને એ પછી તમારે ભવિષ્યના વર્તનમાં સાવચેતી રાખવાની જરૂર નથી, અને જાતને સ્વચ્છંદે વર્તવા દેવાની છે એમ માની બેસશો મા. ઊલટું, તમારું જો પતન થયું હોય તો તો તમારે વિવર્ધિત વેગથી અને પ્રબળતાપૂર્વક તમારો પૂર્વનો સંગ્રામ પાછો શરૂ કરી દેવો જોઇએ.

૧૨

વિષયવાસનાનાં આક્રમણો વિચારમાં વમળ પેદા કરે છે, અથવા વિચારશૂન્ય જ બનાવી દે છે એમ કહીએ તો એ ચાલે. એથી સમસ્ત જગત અંધકારગ્રસ્ત લાગે છે. એની સાથેનો પોતાનો સંબંધ માનવી ગુમાવી બેસે છે. સર્વત્ર જાણે અકસ્માત, અંધકાર ને અફળતા જ દેખાય છે !

૧૩

દયાપાત્ર આદમી, બાપુ, આ ભયંકર મનોવિકારે તને ભારે દુઃખ આપ્યું, ખાસ કરીને તો તેં એને મોકળો મૂકી દીધો અને બહેકવા દીધો એટલે. બુદ્ધિ અને હૃદયના જીવનરૂપ સર્વ તત્ત્વો એ કેવો ઢાંકી દે છે અને થોડી મુદતને માટે તો કેવો નાબૂદ કરી દે છે એ હું જાણું છું. આમાંથી બચવાનું એકનું એક બારું એ જ છે કે આ બધું સમણું છે, પ્રલોભન છે, અને પસાર થઈ જવાનું છે, અને તું પાછો પૂર્વવત્ યથાર્થ જીવનનો અનુભવ લેવાનો છે, અને જ્યાંથી આવી દુર્દશામાં સંક્રાન્તિ પામ્યો તે જ અવસ્થાને પાછો પ્રાપ્ત કરવાનો છે એની ખાતરી રાખવી. ને આવી ખાતરી તો તારે એ મનોવિકાર તારા પર સવાર થઇ બેઠો હોય એ પળે પણ રાખવી. ઇશ્વર તને મદદ કરે !

૧૪

તું કોઇ દહાડો સર્વથા વિશુદ્ધ તો હતો જ નહિ તેમ થઇ શકવાનો પણ નથી, એ વાત કદી ભૂલવાની નથી. પણ વિશુદ્ધિ ભણીની પ્રગતિમાં તું અમુક કક્ષાએ પહોંચ્યો છે, અને એ પ્રગતિમાં

તારે કદી નાહિંમત થવાનું નથી. પ્રલોભનની પળોમાં, પતનની પણ પળોમાં જે ધ્યેય સિદ્ધ કરવા, જે આદર્શ સમીપ પહોંચવા તું પ્રયત્ન કરી રહ્યો છે તેનું ભાન ભૂલીશ મા, અને અંતરને ઉદ્દેશીને કહેજે: "આ મારું પતન થાય છે ખરું, પણ એ પતનને હું ધિક્કારું છું, અને આજ નહિ તો આગળ ઉપર પણ કોઇક દહાડો વિજય થવાનો છે તે એ મનોવિકારનો નહિ, પણ મારો જ."

## ૧૫

**માણસે** સંપૂર્ણ બ્રહ્મચર્યનું નહિ પણ તેના પ્રતિ નિકટગમનનું ધ્યેય પોતાની સંમુખ રાખવું જોઇએ. સાચું કહીએ તો પૂર્ણ બ્રહ્મચારી તો જીવંત મનુષ્ય કદી થઇ શકે જ નહિ. જીવંત મનુષ્ય તો ફક્ત બ્રહ્મચર્યસિદ્ધિને અર્થે યત્ન કરી શકે, અને એનું કારણ એટલું જ છે કે જન્મ અને સ્વભાવથી એ બ્રહ્મચારી નહિ પણ કામી છે. માનવી જો કામી ન હોત તો એને માટે બ્રહ્મચર્ય જેવું કે બ્રહ્મચર્યની ભાવના જેવું કશું હોત જ નહિ. જે ભૂલ થાય છે તે એ છે કે, લોકો બ્રહ્મચર્યસંપાદન અર્થેની યત્નશીલતાને બદલે —લાંપટય કરતાં બ્રહ્મચર્ય, થોડી વિશુદ્ધિ કરતાં ઝાઝી વિશુદ્ધિ, સર્વદા અને સર્વ સંજોગોમાં બહેતર ને ચડિયાતાં છે એવી આંતર-પ્રતીતિને બદલે–પૂર્ણ બ્રહ્મચર્ય–બાહ્ય વિશુદ્ધિ–ના ધ્યેયને પોતાની સમક્ષ રાખે છે.

અને આ ભૂલ બહુ ગંભીર છે. કેમકે જે માણસે બાહ્ય બ્રહ્મચર્યને પોતાની સમક્ષ ધ્યેય તરીકે રાખ્યું હોય, તે માણસ એ ધ્યેયથી ચલિત થાય, એકાદ વાર તેનું એમાંથી પતન થાય કે તરત તેની બધી બાજી બગડી જાય છે અને તેને માટે પછી પ્રવૃત્તિ અને જીવનની શકયતા કદર્થિત થઇ જાય છે. એ કરતાં

જે માણસે બ્રહ્મચર્યસિદ્ધિ અર્થે યત્નશીલ રહેવાનું ધ્યેય પોતાની સમક્ષ રાખ્યું હોય, તેને માટે પતન કે પ્રવૃત્તિવિચ્છેદ જેવું કશું રહેતું નથી. પ્રલોભનો કે પતનો બ્રહ્મચર્ય અર્થે તેના યત્ન અટકાવી શકતાં નથી, પણ ઊલટાં ઘણી વાર તો વિશેષ વૃદ્ધિગત કરે છે.

૧૬

**માણસને** જ્યારે કેવળ પોતાની જાતના અંગત આનંદ સિવાય અન્ય શ્રેયસ્કર વસ્તુનું ભાન ન હોય, ત્યારે પ્રેમ–"પ્રેમમાં પડવું"– એ ઉન્નતિસાધક પગથિયું લાગે છે. પણ જ્યારે એક વાર તે ઈશ્વરપ્રેમની તેમ પોતાના પડોશી–માનવબંધુ–પ્રત્યેના પ્રેમની લાગણીનો અનુભવ કરે છે, જ્યારે તે ક્રિશ્ચિયન બને છે, પછી ભલેને આ અનુભવ એને અતિ અલ્પ પ્રમાણમાં થયો હોય, પણ જો એની આ લાગણી શુદ્ધ અને નિખાલસ હોય, તો આ ઉચ્ચતર સ્થાનેથી "પ્રેમમાં પડવા"ની લાગણીમાંથી મુક્ત થવાનું ઇષ્ટ ગણ્યા વિના માણસ રહી શકે નહિ. ને ખ્રિસ્તિ ધર્મવિહિત આવા બંધુપ્રેમથી તમે કેમ સંતુષ્ટ રહી શકતા નથી? માફ કરજો, હો, પણ તમે જે કહો છો કે તમારી પત્ની પ્રત્યેનો તમારો પ્રેમ વિશુદ્ધિપાલનમાં તમને આધારરૂપ થઇ પડે છે એ તમારું કથન તો સ્ત્રીના અપમાનતુલ્ય છે. દરેક માનવ પ્રાણીની, ને તેમાં ખાસ કરીને દરેક ક્રિશ્ચિયનની ઇચ્છા તો શારીરિક નહિ પણ આધ્યાત્મિક પ્રભાવ પાડવામાં વાહનરૂપ–સાધનરૂપ–બનવાની હોય છે. તમારી વિશુદ્ધિ તો તમારે તમારા જાતબળથી જાળવવી જોઇએ, અને તમારી પત્નીને તો કશા અંગત લાભની અપેક્ષા વિના શુદ્ધ પ્રેમ તમારે અર્પવો જોઇએ. ઈશ્વરને બદલે માણસનું સારું કરશો મા. ઈશ્વર તો તમને સ્વપ્ને પણ આશા નહિ હોય એવી વસ્તુ

અઢળક પ્રમાણમાં આપશે ને વળી વધારામાં તમારી પ્રિયતમાનો પ્રેમ પણ તમને બક્ષશે.

તમે લખો છો કે તમારે પ્રેમબળે સ્ત્રીનું રક્ષણ ને ઉદ્ધાર કરવો જોઇએ. પણ "શેમાંથી?" એ તો મને બિલકુલ સમજાતું નથી. એ બાઈની તમે શા માટે ને કયાં કારણોને લીધે દયા ખાઓ છો એ પણ મને તો સમજાતું નથી. આપણામાં ઘણી વાર એ ભૂલ થતી જોવામાં આવે છે કે, માણસો કોઈ વિશિષ્ટ ને નવતર રીતે જ પરણવા માગે છે. જિસસે તો કહેલું અને પૉલે સમર્થિત કરેલું, તેમ આપણી બુદ્ધિ પણ સમર્થિત કરે છે, કે "જેનામાં આ ઝીલવાની તાકાત હોય તે આ ઝીલે"--અને જેનામાં તાકાત ન હોય તે પરણે, પણ માણસ કંઇ કોઇ નવતર રીતે ન પરણી શકે; બધાં જેમ પરણે છે—એટલે કે પોતાના સહચરની પસંદગી કરવી, પછી એ સહચાર માટે પસંદ કરેલ પુરુષ કે સ્ત્રી પ્રત્યે એકનિષ્ઠ રહેવાનો નિશ્ચય કરવો, મૃત્યુપર્યંત એનો કદી ત્યાગ ન કરવો, અને એ પુરુષ કે સ્ત્રીના સહચારમાં રહી ગુમાવેલું બ્રહ્મચર્ય પુનઃ સંપાદન કરવાને મથવું—એથી કોઇ જુદી રીતે કોઇ ન પરણી શકે. સંસ્કારવિધિ પાળવાનું કે જુદી જુદી રૂઢિઓને માન આપવાનું આપણને મહત્ત્વનું ન લાગતું હોય છતાં લગ્નનો અર્થ તો દરેક જણ કરે છે એથી જુદો આપણે ન જ કરી શકીએ. ને સદાએ લગ્ન તો અન્યોન્ય વચ્ચેના આકર્ષણના સ્વાભાવિક પરિણામરૂપ હોય ત્યારે જ સફળ થયું છે, તેમ ભવિષ્યમાં પણ સદા એમ જ થવાનું છે. એટલે જો આવું અન્યોન્યાકર્ષણ અસ્તિત્વ નહિ ધરાવતું હોય તો લગ્ન લગ્ન તરીકે અનર્થરૂપ જ નીવડવાનું છે.

## ૧૭

......મને લાગે છે કે તમને બન્નેને હું યથાર્થ સ્વરૂપમાં

સમજું છું એટલે તમારી વચ્ચેના સંબંધમાં જે કંઈ શુભ ને આનંદપ્રદ હોય તે અક્ષત રહે એવી રીતે એમાંથી જે કંઇ દુઃખકર ને અશાંતિજનક હોય તે સઘળું ખેંચી કાઢવું અને એ રીતે તમને મદદ કરવી એ મને બહુ ગમે. કેવળ એકપરાયણ ( exclusive ) એવો પ્રેમ એ ઈશ્વરપ્રેમ નથી પણ ઊલટો તેમાં બાધક છે એમ જે તમારી જીવનસખી તમને કહે છે તે તદ્દન ખરું છે. પણ તમારી જીવનસખી માટે આવો જે સર્વથા એકપરાયણ પ્રેમ તમે ધરાવો છો એ તો હવે સિદ્ધ વસ્તુ છે, અપરિહાર્ય પદાર્થરૂપ છે. એટલે જેમ આપણાં શરીર અને તેનાં નિર્મૂળ ન કરી શકાય એવાં અંગત લક્ષણોનો આપણે સ્વીકાર ને નિભાવ કર્યા વિના ચાલે નહિ તેમ આ વસ્તુસ્થિતિનો પણ સ્વીકાર ને નિભાવ કર્યા વિના ચાલે એમ નથી. પણ આ હકીકતનો સ્વીકાર કર્યા પછી પણ માણસે એવી રીતે વર્તવું ઘટે, કે જેથી એમાં જે કંઇ હિતકર હોય તે સર્વ તેને પ્રાપ્ત થાય અને જે કંઇ અહિતકર હોય તે સર્વ ફેંકી દેવાય. હવે પ્રસ્તુત બાબતમાં આપણા પ્રેમપાત્રની પ્રેમયોગ્યતાનું ભાન એ હિતકર કે શુભ અંશ છે. મનુષ્ય જે પ્રેમ કરે છે તે કંઇ અહંકારને કારણે નથી કરતો, પણ પ્રભુકાર્યની સેવા કરવામાં સહાયરૂપ થવાના હેતુથી પ્રેમ કરે છે અને એ આનંદનું કારણ છે. પણ આમાં પ્રથમ "પ્રેમમાં પડવા" રૂપ અવસ્થામાંથી જે અત્યુક્તિ ઉદ્ભવે છે તેને ( તમારામાં જે નિર્બળતા છે તે પણ આ જ છે ), અને એમાંથી જે સ્વાર્થી ખિદમતગારીની વાસના પ્રકટે છે—સામી વ્યક્તિ પોતાનું જ નિરતિશય સેવન કરે, પોતાની જ સર્વથા ગુલામગીરી કર્યા કરે એવી જે એકલપેટી ઇચ્છા જન્મે છે— તેને, વળી વહેમઈર્ષ્યાને તેમ રૂપાળાં નામોથી આચ્છાદિત એવાં અન્ય સર્વ તિરસ્કારપાત્ર અપલક્ષણોને મૂળથી જ બરાબર બાળીને ભસ્મ

કરી દેવાં જોઇએ. આ સંબંધમાં મારી વહેવારુ સલાહ એ છે કે, તમારી લાગણીઓનું તમારે લાંબું લાંબું પારાયણ કર્યા ન કરવું. પરસ્પરને બધી લાગણીઓ જણાવ્યા ન કરવી (આમાં ગોપન જેવું કંઇ નથી, ફક્ત મૌન જ છે). પણ તમે જે પ્રકારનું જીવન ગાળતાં હો, સહચાર સાધીને જે કાર્ય કરતાં હો તે વિશે લખવું. કેમકે તમે એને એકપરાયણતાથી ચાહો છો ને એ તમને એકપરાયણતાથી ચાહે છે, એ વાત તો પરસ્પર વિશે તમે બન્ને જાણો છો જ. એટલે તમારાં કાર્યો તેમ વચનોના સઘળા પ્રેરક હેતુઓ તો તમને પરસ્પર સુવિદિત છે. પોતાની લાગણીઓના પ્રકટીકરણની પણ અમુક હદ હોય છે, ને આ હદ માણસે કદી ઓળંગવી નહિ જોઇએ. છતાં તમે એ ઓળંગી છે ને આ હદ ઉપરવટ થઇને જેટલું લાગણીનું પ્રકટીકરણ કે ઊર્મિકથન થાય છે એટલું પછી આનંદપ્રદ નથી નીવડતું, પણ ભારરૂપ જ લાગે છે.

પ્રભુએ તમને જે પ્રેમનો આનંદ બક્ષ્યો છે એનો લાભ લેજો, પણ એ પ્રેમ છે—પોતાના નહિ પણ અન્યના હિતની વાસના છે—એ ભૂલશો મા—એ વિશે ચોકસાઇ કરજો. અને જે પળે એ વાસ્તવ પ્રેમરૂપ બનશે, એટલે કે તમારી પત્નીના હિતની ઇચ્છા બનશે, તે જ પળે આ લાગણીમાં તમને બન્નેને જે પીડાકારી લાગતું હતું તે સઘળું અદશ્ય થઈ જશે.

જ્યાં સુધી આ લાગણી પ્રેમરૂપ ઘેટાની ખાલમાં અહંકારરૂપ વરુ ન બને, પણ શુદ્ધ પ્રેમરૂપે જ રહે, ત્યાંસુધી પ્રેમ હાનિકારક ન હોઇ કે ન થઇ શકે. માણસે પોતાના અંતરાત્માને જે પૂછવાનું છે તે એટલું જ કે, મારા સહચરના શ્રેયને ખાતર, એને ફરી કદી નહિ મળવા, એની સાથેનો સર્વ વ્યવહાર સદંતર બંધ કરવા હું તૈયાર છું? જો તૈયારી ન હોય તો સમજવું કે તો એ અહંકાર

રૂપી વરુ છે અને એને પ્રહાર કરીને મારી નાખવાનું છે. તમારા ધર્મપરાયણ પ્રેમલ આત્માને હું ઓળખું છું એટલે તમારામાં પણ જો વરુ હશે તો તમે એને હંફાવશો એની મને ખાતરી જ છે.

હા, વાત ખરી છે કે મનુષ્ય સૌ પ્રત્યે સરખો પ્રેમ ન રાખી શકે, પણ ભલે ને એક જ વ્યક્તિ પ્રત્યે હોય છતાં એ પ્રેમ જો નિરતિશય હોય તો એથી પરમ સુખ પ્રાપ્ત થાય છે : એમાં શરત ફક્ત એટલી જ છે કે એ પ્રેમ સાચેસાચ એ વ્યક્તિ માટેનો હોવો જોઇએ—જાત માટેનો કે આવા પ્રેમસંબંધ અને પ્રેમોર્મિઓથી પ્રકટતા આનંદ માટેનો એ હરગીજ ન હોવો જોઇએ.

## ૧૮

"પ્રેમમાં હોવું કે પડવું" એ અવસ્થાનો મેં વારંવાર વિચાર કર્યો છે, પણ જીવનમાં એનું શું સ્થાન છે કે શો અર્થ છે એ હું સમજી શક્યો નથી અને છતાં એનું સ્થાન ને એનો અર્થ ઉભય અતિ સ્પષ્ટ અને નિશ્ચિત છે : તે એ કે કામવૃત્તિ અને બ્રહ્મચર્ય-ભાવના વચ્ચેનો વિગ્રહ ઘટાડવો. જે જુવાનોને પૂર્ણ બ્રહ્મચર્ય અસહ્ય કે અશક્ય લાગતું હોય તેમના જીવનમાં આ "પ્રેમમાં પડવા" રૂપ અવસ્થા લગ્ન પૂર્વે પ્રવર્તવી જોઇએ—અને સોળથી વીસ સુધીનાં તેમ આગળનાં ગદ્ધાપચીશીનાં ભારે કટોકટીનાં વરસોના આત્મમંથનની પરમ પીડાકારી યાતનાઓમાંથી એણે એમને ઉગારી લેવા જોઇએ. "પ્રેમમાં પડવા" રૂપ અવસ્થાને માટે કોઇ સ્થાન હોય તો તે આ. પણ જ્યારે એ અવસ્થા વ્યક્તિજીવનમાં લગ્ન પહેલાંને બદલે લગ્ન પછી શરૂ થાય છે ત્યારે તે અસ્થાને ને અકારી થઇ પડે છે.

૧૯

"પ્રેમમાં" હોવું કે પડવું એ ઇષ્ટ છે કે કેમ એ પ્રશ્નનો નિર્ણય મને પોતાને તો સ્પષ્ટ જ છે.

મનુષ્ય જો આ સ્થિતિ આગમચથી જ માનવીને છાજે એવું આધ્યાત્મિક જીવન ગાળતો હોય તો આ પ્રેમપરાયણતા અને લગ્ન એને માટે પતનરૂપ નીવડશે; કેમકે પોતાની શક્તિઓનો અમુક અંશ એને પોતાની પત્ની, કુટુંબ અથવા પ્રેમપાત્રને સમર્પવો પડશે; પણ જો એ પશુની ભૂમિકામાં જીવતો હોય, ખાવુંપીવું, કામ કરવું, લખવું એ ભૂમિકામાં વર્તતો હોય, તો પશુઓ તેમ કીડાઓની પેઠે એને માટે પણ પ્રેમપરાયણતા ઊર્ધ્વારોહણરૂપ નીવડવાની.

૨૦

**તમને** સ્ત્રીઓના સહવાસની, અર્થાત્ સ્ત્રીઓ સાથેના કોઈ વિશિષ્ટ આધ્યાત્મિક સંબંધની આવશ્યકતા હોય એવું મને લાગતું નથી. સ્ત્રીઓ સાથેનો સામાજિક સંબંધ ત્યારે જ હિતાવહ અને આનંદકારી નીવડે કે જ્યારે લિંગપરત્વે ઇતર સર્વથી સ્ત્રીઓની ભિન્નતાનું ભાન માણસને કોઇ પણ પ્રકારનું ન રહે.

મને લાગે છે કે તમને તો સૌથી વધુ જરૂર મહેનતની—તમારી સર્વ શક્તિઓને વ્યાપૃત કરી રાખે એવા જાતની કોઈ મહેનતની—છે.

પોતે જેને "સર્જકશક્તિ" કહે છે એ વિશેનું એલિસ સ્ટોકહામે મારા પર મોકલેલું ચોપાનિયું મને ગમેલું. તે એમ કહે છે કે મનુષ્ય જ્યારે પોતાના અન્ય સર્વ પ્રકૃતિધર્મોમાં વિષયવાસનાનું પ્રાબલ્ય અનુભવે ત્યારે એણે જાણવું કે એ સર્જનવાસનાનું શાસન

કે નિમંત્રણ છે, અને કામવૃત્તિરૂપે એ જે પ્રકટ થાય છે તે તો એનો ફક્ત નિકૃષ્ટતર આવિર્ભાવ જ છે; એ તો એક સર્જનશક્તિ છે, અને એને ઇતર શારીરિક કે આધ્યાત્મિક પ્રવૃત્તિના રૂપમાં ફેરવવાની શકયતાનો આધાર મનુષ્યની ઇચ્છાશક્તિ અને યત્નશીલતા—આગ્રહપૂર્ણ યત્નશીલતા—ઉપર છે.

મને લાગે છે કે આ વિષયવાસના ખરેખરી શક્તિ તો છે જ, કેમકે પૃથ્વી પર પ્રભુતાનું સામ્રાજ્ય પ્રવર્તાવવારૂપ જે પ્રભુકાર્ય છે એમાં એ ફાળો આપે છે. આ વિષયવાસના દ્વારા જે પ્રજોત્પાદન થાય છે એમાં મનુષ્ય પ્રભુકાર્યમાં ભાગ લેવાની શકયતા પોતાની પાસેથી લઇને અન્યમાં, પોતાનાં સંતાનોમાં સંક્રાન્ત કરે છે; જ્યારે બ્રહ્મચર્યમાં તેમ પ્રભુસેવાની અન્ય પ્રત્યક્ષ પ્રવૃત્તિમાં એ વિષયવાસના ઉચ્ચતમ જીવનરૂપે આવિષ્કૃત થાય છે. વિષયવાસનાની આ પ્રમાણે પ્રભુસેવામાં સંક્રાન્તિ કરવી એ કાર્ય વિકટ છે છતાં શકય છે અને સેંકડો અને હજારો માણસો આપણા દેખતાં એ કાર્ય સિદ્ધ કરે છે.

જો તમે આ વાસના પર જય મેળવી શકો તો સરસ કામ થશે, જો ન મેળવી શકો તો પછી પરણો—એ કાર્ય પેલા જેવું સારું નથી પણ બીજી બાજૂથી ખરાબ પણ નથી.

ખરાબ કામ તો પૉલ કહે છે એ પ્રમાણે આ વાસનાથી સદા ઉદ્દીપ્ત રહેવું, પોતાના રક્તમાં એનું વિષ પ્રતિપળ રેડતા રહેવું એ છે.

સ્ત્રીઓના સહવાસમાં કોઈ વિશિષ્ટ પ્રકારનું શુભ ને માર્દવપ્રેરક તત્ત્વ રહેલું છે એવી કલ્પના તમને થતી હોય તો એ કલ્પના ઉપર તમે શ્રદ્ધા રાખશો જ મા. એ બધો વિષયલોલુપતાએ ઊભો કરેલો ભ્રમ જ છે. માનવમાત્રના તેમ સ્ત્રીના સહવાસમાં આનંદ

મળે એવું ઘણું છે; પણ તે માનવી તરીકે, સ્ત્રી તરીકે નહિ. સ્ત્રી તરીકેના સ્ત્રીસહવાસમાં ખાસ આનંદપ્રદ એવું કશું નથી. અને છતાં જો આનંદપ્રદ જેવું કંઈ લાગતું હોય તો તે વિષયલોલુપતાનો ભ્રમ છે, પછી ભલેને ગમે તેવા આચ્છાદન નીચે એ ઢંકાએલો હોય, છતાં એ વિષયલોલુપતાજન્ય ભ્રમ છે એમાં શક નથી.

૨૧

**વિષયવાસના** સામે ઝઘડવામાં સહાયભૂત થાય એવી કઇ કઇ વસ્તુઓ છે એમ તમે પૂછો છો મજૂરી, ઉપવાસ વગેરે ગૌણ ઉપાયોમાં સૌથી વધુ અસરકારક તો દારિદ્રય, અકિંચનતા, સૌ દેખી શકે એવી ઉઘાડી કંગાલિયત એ છે. કારણ કે નિઃશંક આ અવસ્થા એવી છે કે જેમાં મનુષ્ય કોઇપણ સ્ત્રીને આકર્ષક લાગતો નથી. પણ એ કરતાં પણ મુખ્ય અને સર્વોત્તમ ઉપાય તો મારી જાણ મુજબ એ છે કે સતત યુદ્ધ કરવું; ને આ યુદ્ધ એ કંઈ પ્રસંગોપાત્ત કામચલાઉ અવસ્થા નથી, જીવનમાં અવાર-નવાર કામવૃત્તિ સામે યુદ્ધ કરીએ ને બાકીનો વખત ગાફેલ રહીએ તો ચાલે એવી એ સ્થિતિ નથી, પણ જીવનની એક અવિરત અપરિહાર્ય અવસ્થા છે એવું જાગ્રત ભાન રાખવું એ છે.

૨૨

**સ્કોપ્ત્સી**[૧] સંબંધમાં તમે પૂછો છો કે એ લોકો દુષ્ટ છે એવો અભિપ્રાય યોગ્ય છે કે કેમ, તથા મેથ્યુના ઓગણીસમા પ્રકરણના બારમા શ્લોકને આધારે પોતાની તેમ બીજાની જનનેંદ્રિય તેઓ છેદી નાખે છે એમાં આ પ્રકરણને તેઓ યથાર્થ રૂપમાં

૧ બ્રહ્મચર્યપાલન અર્થે જાતે જનનેંદ્રિયછેદન કરનાર રશિયન એદૂતોનો એક સંપ્રદાય.

સમજે છે કે કેમ. હવે આમાંના પ્રથમ પ્રશ્નનો મારો ઉત્તર એ છે કે દુનિયામાં કોઈ "દુષ્ટ" છે જ નહિ. સઘળાં મનુષ્યો એક જ પિતાનો પરિવાર છે, એટલે સૌ ભાઈઓ છે, સમાન છે, તેથી કોઈ કોઈથી સારું કે નરસું છે જ નહિ. અને સ્કોપ્ત્સી વિશે મેં જે સાંભળ્યું છે એ ઉપરથી નિર્ણય કરું તો એ લોકો મહેનતુ અને નીતિપરાયણ જીવન જ ગુજારે છે. હવે, સુવાર્તા (Gospel)-ને આધારે આ પ્રકારે તેઓ જનનેંદ્રિયછેદન કરે છે એમાં સુવાર્તાને તેઓ યથાર્થરૂપમાં સમજે છે કે કેમ એ તમારા બીજા પ્રશ્નનો મારો ઉત્તર એ છે કે સુવાર્તાનું એમનું અર્થગ્રહણ ભૂલભરેલું છે, અને પોતાની તેમ વિશેષે કરીને તો બીજાની જનનેંદ્રિયનું છેદન કરે છે તેમાં તેઓ સાચા ખ્રિસ્તીધર્મનો ચોખ્ખો ભંગ કરે છે. ક્રાઇસ્ટ બ્રહ્મચર્યનો ઉપદેશ કરે છે, પણ અન્ય સર્વ સદ્‌ગુણોની પેઠે બ્રહ્મચર્ય પણ જ્યારે પાપ કરવાની અશક્યતા કે અશક્તિદ્વારા નહિ પણ ઇચ્છાબળે અને શ્રદ્ધાસામર્થ્ય વડે સંપાદિત થાય ત્યારે કામનું છે. અકરાંતિયા ન થવા ખાતર માણસ જાતે જઠરમાં રોગ પેદા કરે, અથવા લડાઈ ન કરવા ખાતર જાતે પોતાના હાથ બાંધે, અથવા અપશબ્દો ન વાપરવા ખાતર જાતે પોતાની જીભ કાપી નાખે તો તો પાપ કર્યું ન કર્યું બધું સરખું જ છે. ઈશ્વરે માનવીને અત્યારે એ છે એવું બનાવ્યું છે, એના વિષયી દેહમાં દૈવી આત્માનો સંચાર કર્યો છે, તે ઈશ્વરકૃતિને સુધારવા એ દેહને છેદીભેદીને પાંગળો બનાવે એટલા માટે નહિ, પણ એ આત્મા એની દૈહિક વિષયવાસનાઓને તાબે કરે (સમગ્ર માનવજીવિતનું કર્તવ્ય પણ એ જ છે) એટલા ખાતર જ.

લોકો જો શૃંગારવાસના તરફ આકર્ષાતાં હોય તો તે ચાલુ પેઢીએ જે પરિપૂર્ણતા સિદ્ધ નથી કરી તે આવતી પેઢીને સિદ્ધ

કરવાનું શક્ય બને એટલા માટે જ. આ વિષયમાં પ્રભુની પ્રજ્ઞા કેવી આશ્ચર્યજનક છે! માનવી પરિપૂર્ણતાને માટે નિર્માયો છે: "તારા સ્વર્ગનિવાસી પિતા જેવા પરિપૂર્ણ છે એવો પરિપૂર્ણ તું થા." એવી પરિપૂર્ણતાનું અચૂક લક્ષણ બ્રહ્મચર્ય—સાચું બ્રહ્મચર્ય, કેવળ કાયિક નહિ પણ માનસિક બ્રહ્મચર્ય, અર્થાત્ વિષયવાસનામાંથી નિઃશેષ મુક્તિ—એ છે." માનવીઓ પરિપૂર્ણતા સિદ્ધ કરે અને બ્રહ્મચારી બને તો પછી માનવજાતિનો અંત આવે અને જગત પર એના જીવનનું કશું પ્રયોજન પછી રહે નહિ; કેમકે પછી તો માનવીઓ દેવપુરુષો જેવા બની જાય, અને સુવાર્તાના કથન મુજબ દેવપુરુષો કંઇ પરણતા નથી. પણ જ્યાં સુધી માનવીઓએ પરિપૂર્ણતા સિદ્ધ કરી ન હોય ત્યાં સુધી તેઓ નવી સંતાનપેઢીઓ પેદા કર્યા કરે છે, અને આ નવી પેઢીઓ પોતાને પૂર્ણ બનાવે છે અને ઈશ્વરના આદેશને સફળ કરે છે, અને પરિપૂર્ણતાની નિકટ ને નિકટ પહોંચવાનું કર્યા કરે છે. પણ માનવજાતિ જો સ્કોપ્ત્સી જેવું આચરણ કરે તો તો પરિપૂર્ણતાને પહોંચ્યા વિના જ એટલે કે ઇશ્વરના આદેશને સફળ કર્યા વિના જ એનો અંત આવે.

સ્કોપ્ત્સીના કાર્યને હું અયોગ્ય ગણું છું તેનું એક કારણ આ છે, તો બીજું કારણ એ છે કે સુવાર્તાબોધિત ધર્મ સુખ પેદા કરે છે (ક્રાઇસ્ટ કહે છેઃ "મારું ધૂંસરું સુગમ છે ને તમારો ભાર હળવો છે"), અને માનવ પ્રત્યે કોઇ પણ પ્રકારનો બળાત્કાર આચરવાની મનાઇ કરે છે, એટલે ઘાયલ કરવું અને દુઃખ દેવું —પછી તે અન્યને નહિ (અન્યને એમ કરવું એ તો ચોખ્ખું પાપ જ છે) પણ તે પોતાની જાતને હોય તો પણ,—ક્રાઇસ્ટના વિધાનના તો ભંગરૂપ જ છે.

ત્રીજું કારણ એ છે કે સ્કોપ્ત્સી લોકો મૈથુનના ઓગણીસમા

પ્રકરણના બારમા શ્લોકનો જે અર્થ કરે છે તે દેખીતો જ ખોટો છે. પ્રકરણના આદિથી સઘળી વાણી લગ્નવિષયક છે, અને એમાં જિસસ લગ્નનો નિષેધ કરતા નથી એટલું જ નહિ પણ ઊલટા એ તો લગ્નવિચ્છેદનો એટલે કે પત્નીની હેરફેરનો નિષેધ કરે છે. આ રીતે પુરુષોએ એક જ પત્નીને વળગી રહેવું એમ કહીને જિસસ તો લગ્નમાં પણ શકય હોય તેટલા વિશેષમાં વિશેષ બ્રહ્મચર્યની અપેક્ષા રાખે છે. જ્યારે શિષ્યો કહે છે (શ્લોક ૧૦) કે એ પ્રમાણે વિષયવિમુખ રહેવું અર્થાત્ એક જ પત્નીને વળગી રહેવું એ તો અતિ દુષ્કર છે ત્યારે એ ઉત્તર આપે છે, કે એ વાત ખરી છે કે બધા પુરુષો જન્મથી પુરુષાતનવિહીન હોય એવા હીજડાઓ જેટલા વિષયવિમુખ રહી શકે નહિ; તેમ બીજા માણસોએ પુરુષાતનવિહીન બનાવ્યા હોય એવા હીજડા જેટલા પણ વિષય-વિમુખ રહી શકે નહિ; છતાં જેમણે પોતાને સ્વર્ગપદની પ્રાપ્તિ ખાતર પુરુષાતનવિહીન બનાવ્યા હોય, અર્થાત્ આત્મબળ વડે પોતાની કામવાસનાને જેમણે જીતી હોય, એવા પણ કેટલાક પુરુષો હોય છે, અને માણસે આવા લોકોનું જ અનુકરણ કરવા મથવું જોઇએ. "જેમણે સ્વર્ગપદપ્રાપ્તિ અર્થે પોતાને નપુંસક બનાવ્યા હોય એવા" એ શબ્દો ઉપરથી આપણે શારીરિક અંગવિચ્છેદ નહિ પણ દેહવાસના પર આત્માએ પ્રાપ્ત કરેલો વિજય સમજવાનો છે. એ વાત તો જ્યાં શારીરિક અંગવિચ્છેદ ઉદ્દિષ્ટ હતો ત્યાં "માણસોએ પુરુષાતનરહિત હીજડા બનાવેલા" એમ કહેવામાં આવ્યું છે અને જ્યાં દેહવાસના પર આત્માએ પ્રાપ્ત કરેલો વિજય ઉદ્દિષ્ટ હતો ત્યાં "પોતાને પુરુષાતનરહિત હીજડા બનાવેલા" એમ કહેવામાં આવ્યું છે એ હકીકત ઉપરથી સ્પષ્ટ છે.

મારી માન્યતા આવી છે, અને બારમા શ્લોકનો હું આવો

અર્થ સમજું છું. પણ મારે વિશેષમાં કહેવું જોઈએ કે શાસ્ત્રશબ્દોનું આવું જો અર્થગ્રહણ તમને કદાચ પ્રતીતિજનક ન લાગે તો પણ એટલું યાદ રાખવાનું છે કે આવા પ્રસંગોમાં નિર્ણાયક તત્ત્વ તો શાસ્ત્રનો સર્વાંગવ્યાપી ભાવ જ છે. અને ફરજિયાત કે મરજિયાત કોઈ પણ પ્રકારનો અંગવિચ્છેદ ખ્રિસ્તીધર્મના સમગ્ર ભાવથી વિરુદ્ધ જ છે.

## ૨૩

**મારી** સમજ એવી છે કે લગ્નમર્યાદામાં રહીને કરેલું વિષયસેવન નીતિવિરુદ્ધ નથી, છતાં જો પ્રમાણપુરુષ તરીકે મારે અભિપ્રાય લખી આપવાનો હોય, તો આ પ્રશ્નને હજુ વિશેષ સાવધાનીથી સૂક્ષ્મતાપૂર્વક વિચારી જોવાની મારી ઈચ્છા છે. કારણ કે પોતાની પત્ની સાથે પણ આ પ્રકારનું વિષયસેવન, જો એ કેવળ વિષય-તૃપ્તિ અર્થે જ હોય, તો પાપમય છે એવો જે અભિપ્રાય છે એમાં પણ સત્ય રહેલું છે. પ્રમોદ અર્થે શરીરસંગ કરવો એ જેટલું પાપ-રૂપ છે તેટલું જ હાથે કરીને ઉપસ્થવિચ્છેદ કરવો એને પણ હું પાપરૂપ ગણું છું, જેમ અકરાંતિયા થઈને ખાવું કે ભૂખમરાથી અથવા વિષપ્રયોગથી શરીરને નિચોવી નાખવું એ એકસરખું પાપરૂપ ગણું છું તેમ જ. પોતાના માનવબંધુની સેવા કરવાની શક્તિ બક્ષનાર શરીરનિર્વાહક આહાર જેમ શાસ્ત્રવિહિત અને યોગ્ય જ છે, તેમ માનવજાતિનો વંશવેલો જીવતો રાખનાર વિષયસેવન પણ શાસ્ત્રવિહિત અને યોગ્ય જ છે.

પોતાની પત્ની સાથે પરસ્પર પ્રેમ વિના કેવળ વાસનાતૃપ્તિ અર્થે ઋતુકાળ ન હોય એવા અયોગ્ય વખતે વિષયસેવન કરવામાં આવે તો તે પણ નીતિવિરુદ્ધ છે, અને વ્યભિચાર તુલ્ય જ છે એમ જે હીજડાઓ કહે છે તે ખરું છે.

પણ પ્રજોત્પત્તિને ખાતર અને પરસ્પર આત્મપ્રીતિપ્રેરિત હોય એવું વિષયસેવન પણ પાપરૂપ છે એમ જે તેઓ કહે છે તે ખોટું છે, કેમકે એવું વિષયસેવન કંઇ પાપ નથી, પણ ઈશ્વરેચ્છાનું અનુસરણ માત્ર જ છે.

ઇચ્છાપૂર્વકનો ઉપસ્થવિચ્છેદ એ મને લાગે છે કે કંઈક આવો છેઃ ધારો કે કોઈ માણસ ભ્રષ્ટ જીવન ગાળતો હોય, અને પોતાના અનાજમાંથી દારૂ બનાવવાની અને કેફ કરવાની લતે ચડયો હોય. હવે ધારો કે એ માણસને એમ સમજાવા માંડે કે એ કાર્ય તો અયોગ્ય ને પાપરૂપ છે. પણ પોતાની બૂરી આદત છોડી દેવાને બદલે, અને પોતાનું અનાજ માણસો તેમ પશુઓને ખવરાવવાના શુભ કાર્યમાં વાપરવાનું શીખવવાને બદલે, એ એમ નિશ્ચય કરે કે પોતાના પાપમાંથી છૂટવાનો માર્ગ પોતાનું એ અનાજ બાળી મૂકવું એ જ છે, અને એ નિશ્ચયને એ અમલમાં મૂકે તો એનું પરિણામ એ આવે કે એનું પાપ તો એના અંતરમાં હતું એવું ને એવું જ રહે, એના પડોશીઓ તો પહેલાંની પેઠે જ દારૂ ગાળવો જારી રાખે, અને લાભમાં જો એ કંઈ ખાટે તો તે ફક્ત એટલું જ કે પોતાને, પોતાના કુટુંબને કે અન્ય જનોને પોષવાને અન્ન એની પાસે રહે નહિ.

જિસસ નાનાં બાળકોની પ્રશંસા કરતા અને કહેતા કે પ્રભુપદની પ્રાપ્તિ તેઓ જ કરવાનાં છે, તેમ પ્રાજ્ઞ શાણા મનુષ્યો આગળ ગુપ્ત રાખવામાં આવેલી વસ્તુઓ પણ તેમની આગળ પ્રકટ કરવામાં આવી છે તે અર્થરહિત નહોતું. આપણને પોતાને પણ એ જ પ્રતીતિ થાય છે; જગતમાં જો બાળકો ન હોય, એ જો જન્મતાં અટકી જાય, તો પૃથ્વી પર પ્રભુપદ પ્રાપ્ત કરવાની કશી આશાને માટે પછી અવકાશ જ ન રહે. આપણી આશા કેવળ એમનામાં છે.

આપણે પડે તો ક્યારના ખરડાઈ ચૂક્યા છીએ, એટલે આપણી જાતને વિશુદ્ધ કરવી એ મુશ્કેલ વસ્તુ છે. પણ આ દરેક પેઢીમાં, દરેક કુટુંબમાં, આ નવા, નિર્દોષ, વિશુદ્ધ આત્મા અવતરે છે, અને કદાચ એ તો એવા ને એવા નિર્દોષ વિશુદ્ધ રહે પણ ખરા. નદી તો ડહોળી અને ગંદી છે, પણ એમાં અનેક નાનાંનાનાં સ્વચ્છ વહેળિયાં વહે છે અને તેથી કોઈક દહાડો પણ પાણી સ્વચ્છ બનશે એવી આશા પડે છે.

આ એક મહાવિશાળ પ્રશ્ન છે, ને એ વિશે ચિંતન કરતાં મને આનંદ થાય છે. હું તો એટલું જ જાણું છું કે વિષયમય વ્યવહાર તેમ ઉપસ્થછેદન એ ઉભય વસ્તુ સરખી દુષ્ટ અને પાપરૂપ છે. પણ આ ઉત્તરોક્ત ઉપસ્થછેદન તો વિશેષ દુષ્ટ ને વિશેષ પાપરૂપ છે. કેમકે વિષયપરાયણ વ્યવહારમાં અભિમાનને સ્થાન હોતું નથી, પણ ઊલટી લજ્જા જન્મે છે; ત્યારે ઉપસ્થ-છેદનમાં તો લજ્જા જેવું કંઈ હોતું નથી, અને પોતાની જાતને પ્રલોભન અને મથનની પીડામાંથી મુક્ત કરી એ રીતે એકાએક ઈશ્વરી કાનૂનનો ભંગ કરવામાં એ પુરુષો ઊલટા અભિમાન લે છે. પુરુષે જેને નપુંસક બનાવવાનું છે તે તો પોતાનું મન છે. એટલું કરે તો પછી બાહ્ય અંગવિચ્છેદની આવશ્યકતા નહિ રહે. બાકી અંગવિચ્છેદ કરવાથી કંઈ આપણે પ્રલોભનમાંથી બચી જવા પામતા નથી. આ જાળમાં લોકો સપડાય છે એનું કારણ તો એ છે કે હૃદયમાંથી એકલી વિષયવાસનાનો નાશ કરવો એ કેવળ અશક્ય છે—માણસે નાશ તો બધી વાસનાઓનો કરવાનો છે, જગતના બધા મિથ્યા મોહોને પોતે ધુતકારી કાઢે એટલે બધે અંશે માણસે ઈશ્વરપ્રેમ કેળવવાનો છે અને આ તો ઘણો લાંબો પંથ છે, ટૂંકામાં કે તરત પતી જાય એવું કંઈ આ કામ નથી. એટલે આ અંગ-

વિચ્છેદ કરતી વખતે મનુષ્યને જાણે એવું લાગે છે કે એ ટૂંકા માર્ગે પોતે ઝટપટ હમેશને માટે આ વિષયવાસનારૂપ પરમ સ્પષ્ટ ને લજ્જાસ્પદ પાપમાંથી સદાને માટે મુક્ત થઇ જશે. પણ આમાં દયા ઊપજાવે એવી વાત તો એ છે કે આવી ટૂંકી કેડીઓથી માણસ ઘણી વાર પોતાનું નક્કી કરેલું સ્થાન પ્રાપ્ત કરી શકતો નથી અને ઊલટો કળણમાં સરકી પડે છે.

૨૪

અલબત્ત, માનવજાતિને ચાલુ રાખવા માટે લગ્ન ઇષ્ટ અને આવશ્યક છે, પણ લોકો જો આ હેતુથી પરણતાં હોય તો એમની અનિવાર્ય ફરજ છે કે એમનાં સંતાનો પરોપજીવી કે ભિખારચટ્ટાં ન બનતાં માનવજાતિના તેમ ઈશ્વરના સેવકો બને એવી રીતે તેમને કેળવવાની એમનામાં તાકાત હોવી જોઇએ. અને એમ થઇ શકે એટલા માટે તેઓ બીજાની મહેનત ઉપર નિર્વાહ ન કરતાં પોતાની જ મહેનતથી ભરણપોષણ કરવાની શક્તિ ધરાવતાં હોય, માણસો પાસેથી પોતે જેટલું મેળવતાં હોય એથી વિશેષ તેમને આપી શકે એ પ્રકારનું જીવન ગાળવાની શક્તિ ધરાવતાં હોય એ આવશ્યક છે.

ત્યારે આપણે તો ઊલટા એવો શહેરી ખ્યાલ ધરાવીએ છીએ કે પુરુષ પાસે જ્યારે "સાધનસંપત્તિ હોય" અર્થાત્ પુરુષ જ્યારે પારકાની ગરદન ઉપર બરાબર ગોઠવાઇને સ્થિર પદવી પ્રાપ્ત કરી બેસી ગયો હોય ત્યારે જ એ પરણી શકે. પણ જે જરૂર છે તે તો આથી ઊલટી જ સ્થિતિની છે. જે પુરુષ "સાધન-સંપત્તિ" વિના ભરણપોષણ કરવાની અને સંતતિને કેળવવાની

શક્તિ ધરાવતો હોય તેણે જ લગ્ન કરવું જોઈએ. આવાં માબાપો જ પોતાનાં સંતાનોને યોગ્ય કેળવણી આપી શકે.

૨૫

**વિષયવાસના** એ અભેદાનુભવના આદેશને સમગ્રતાએ સિદ્ધ કરવાના નહિ તો પોતાના વંશજોને હાથે એની સિદ્ધિ શક્ય બને એવી નિશ્ચિત સ્થિતિ ઉપજાવવાના એક યત્નરૂપ છે. દરેક વ્યક્તિને પૃથક પૃથક જે અનુભવ થાય છે તે પણ આ વાતના સત્યનું સમર્થન કરે છે. કેમકે માણસ એ અભેદાનુભવના આદેશની સિદ્ધિ ભણી જેમ જેમ નિકટ પહોંચતો જાય છે, તેમ તેમ તેને વિષયવાસના પ્રત્યે કંટાળો આવતો જાય છે, તેમ એથી ઊલટું જેમ જેમ માણસની વિષયવાસના પ્રબળ બનતી જાય છે તેમ તેમ અભેદાનુભવની સિદ્ધિથી તે દૂર દૂર નાસતો જાય છે.

૨૬

**વિષયસેવનની** ક્રિયા આટલી બધી આકર્ષક લાગે છે એનું કારણ એ છે કે એ ક્રિયા માણસને એના એક ઋણમાંથી —ઐક્યાનુભવની સિદ્ધિ કરવા રૂપ ઋણમાંથી—મુક્ત કરે છે. એ ક્રિયા જાણે કે માણસને અભેદાનુભવના આદેશની સિદ્ધિમાંથી મુક્ત કરી દે છે, અને એ આદેશ સિદ્ધ કરવાનું કર્તવ્ય એને શિરેથી લઈને અન્યને શિરે સંક્રાન્ત કરી દે છે. એટલે પછી બને છે એવું કે પ્રભુનું રાજ્ય હું નહિ પણ મારી પ્રજા સંપાદન કરવાની. સ્ત્રીઓ પોતાની સંતતિમાં આટલી બધી લોલુપતાપૂર્વક મગ્ન બની રહે છે તેનું પણ આ જ કારણ છે.

## ૨૭

ન—એ માનવજાતિનો વંશવેલો જીવતો રાખવાના દૃષ્ટિબિંદુથી બ્રહ્મચર્યની ભાવનાનું ખંડન કર્યું, એટલે ઉત્તરમાં મેં આવા વિચાર દર્શાવ્યા : ખ્રિસ્તી ધર્મસંપ્રદાયના મતો મુજબ દુનિયાનો અંત આવવાનો જ. તેમ વિજ્ઞાનના મત મુજબ પણ પૃથ્વીવાસી માનવીનું તથા ખુદ પૃથ્વીનું પણ જીવન લુપ્ત થવાનું. ત્યારે પછી, નૈતિક ધર્મપરાયણ જીવન પણ માનવજાતિનો અંત આણે એવી શકયતાના વિચારમાં માણસોને ઘૃણાસ્પદ લાગે કે કમકમાટી ઉપજાવે એવું શું છે? કદાચ જુદેજુદે માર્ગે આવું પરિણામ સાથેલાગું પણ આવે. એક લેખમાં ગર્ભિત રીતે એવી વાત સૂચવવામાં પણ આવી છે. એમાં જણાવેલું, 'તો પછી મનુષ્યે વિષયોપરતિરૂપ સાધનદ્વારા જ આવા બળાત્કારના મૃત્યુમાંથી કાં ન બચી જવું?' વિચાર ઉત્તમ છે.

હર્શલે કરેલી એક ગણતરી ઉપરથી જણાય છે કે માણસજાતની વસતી અત્યારની પેઠે જો આરંભથી દરવર્ષે બમણી થતી ગઇ હોત, તો, માનવજાતિના આદિયુગલના જન્મથી આજ સુધીમાં ૭૦૦૦ વર્ષ થયાં એમ ગણીએ તો, અત્યારે માનવપ્રાણીઓની સંખ્યા એવડી મોટી હોત કે દરેક માણસને એક એકના ખભા ઉપર ઊભું રાખી એ રીતે એક પિરામિડ રચ્યું હોય તો તેનું શિખર કેવળ સૂર્યને જ ન અડકત પણ સૂર્ય છે તેથી પણ ૨૭ ગણી દૂર જગાએ તે પહોંચત.

આ ઉપરથી શાં અનુમાનો ફલિત થાય છે? ફક્ત બે જ : ગમે તો આપણે રોગની મરકી અને લડાઈની ખૂનામરકી વહોરી લેવી અથવા તો બ્રહ્મચર્યસિદ્ધિને સારુ મથવું. બ્રહ્મચર્ય અર્થેના

આવા મથનથી જ માનવસંખ્યાની અંદર નિરંતર થતી વૃદ્ધિનો પ્રતિકાર થશે.

મરકી અને ખૂનામરકીના આંકડાને બ્રહ્મચર્યપાલનના આંકડાં સાથે સરખાવ્યા હોય તો એ વસ્તુ રસપ્રદ થઈ પડે. એ આંકડા સદા વ્યસ્ત પ્રમાણમાં જ માલૂમ પડવાના એવી મને ખાતરી છે. વિનાશકારી પ્રસંગો જેટલા ઓછા તેટલા બ્રહ્મચર્યપાલનના પ્રસંગ વિશેષ જણાવાના. એક વસ્તુ બીજી વસ્તુનો પ્રતિકાર કરે છે.

આ ઉપરથી આપોઆપ સૂઝતું પણ સ્પષ્ટ ભાષામાં વ્યક્ત કરવું હજુ મને મુશ્કેલ લાગતું એવું એક બીજું અનુમાન એ પણ ફલિત થાય છે કે માનવજાતિની વસતીસંખ્યા આમ ઘટાડી શકાય ને તેમ ઘટાડી શકાય એવી ગણતરીઓ કરવારૂપ માનસિક વલોપાત વાજબી કે યોગ્ય નથી. જો વાજબી કે યોગ્ય કશું હોય તો તે કેવળ પ્રેમ જ છે. પણ પ્રેમ કંઈ એકલો ટકી શકતો નથી, એ તો સદા વિશુદ્ધિના સહવાસમાં જ રહી શકે છે. ઉદાહરણ તરીકે ધારો કે કોઈ માણસ મનુષ્યજાતિની વસતી એક બાજૂથી વધારવાને તો બીજી બાજૂથી ઘટાડવાને આતુર હોય ને એ બાબતમાં મનમાં વલોપાત કરતો હોય; હવે એકીસાથે આવી પરસ્પરવિરોધી બે ઇચ્છાઓ રાખવી એ તો હાસ્યાસ્પદ જ છે. તો તો પછી એવું કરવું પડે કે એકી વખતે એક બાજૂથી એક માનવીને મારી નાખવું ને બીજી બાજૂથી બીજા માનવીને પેદા કરવું !

યોગ્ય, સમજભરી વાત તો એક જ છે : 'તમારા પિતા જેવા પૂર્ણ બનો.' ને આ પૂર્ણતા એટલે પ્રથમ વિશુદ્ધિ ને પછી પ્રેમ. એ ઉપરથી ફલિત થતું નિગમન : પહેલી વિશુદ્ધિ, ને પછી માનવજાતિનું સાતત્યસંરક્ષણ.

૨૮

માનવજાતિનો વંશવેલો ટકાવી રાખવું હોવાથી શરીર-સાયુજ્ય એ એક પવિત્ર કાર્ય છે એમ જણાવતા ન—ના પત્રના સંબંધમાં મને એમ વિચાર આવ્યા કરે છે કે અન્ય પ્રાણીઓની પેઠે મનુષ્ય જેમ જીવનકલહના કાનૂનને અધીન છે તેમ પ્રજોત્પત્તિના કાનૂનને પણ અન્ય પ્રાણીઓ પેઠે તે અધીન છે. પણ જો જરા અંતર તપાસી જુએ તો જણાય કે વિશિષ્ટ મનુષ્યપ્રાણી તરીકે જીવનકલહથી વિરુદ્ધ એવો પ્રેમનો કાનૂન પણ એના હૃદયમાં વસેલો છે, ને તે જ રીતે પ્રજોત્પત્તિની વૃત્તિથી વિરુદ્ધ એવી બ્રહ્મચર્યપાલનની વૃત્તિ પણ એના હૃદયમાં પ્રવર્તે છે.

૨૯

"તારા પિતા, માતા, અને પત્ની અને બાળકોને તજી દે અને મને અનુસર" એ સુવાર્તાના શબ્દોનો તમે અતિસંકુચિત અર્થ કરો છો. આ શબ્દોના અર્થની બાબતમાં—ખાસ કરીને તો કૌટુંબિક સંબંધો અને જિસસના—અર્થાત્ સત્યના—આદેશો વચ્ચે જે સંઘટ્ટનો થાય તથા વિરોધો ઊઠે તેનો આપણે કેવો તોડ કાઢવો એ બાબતમાં—મને તો એમ લાગે છે કે એ પ્રશ્નનો તોડ કોઈ બાહ્યસાધનો દ્વારા, નિયમો કે વિધિઓની મદદ વડે ન કાઢી શકાય, પણ એ તોડ તો દરેક માણસે પોતાનું ગજું વિચારી પોતાની મેળે કાઢવો ઘટે. અલબત્ત, આદર્શ તો એનો એ જ રહેવાનો, અને તે જિસસે "તારી પત્નીને તજી મને અનુસર" એ શબ્દોમાં દર્શાવ્યો છે તે જ. પણ આમ કેટલે સુધી માણસ કરી શકે એ વાત તો ફક્ત તે અને તેનો અંતર્યામી પ્રભુ જ જાણી શકે.

"પોતાની પત્નીને તજી દેવી" એ શબ્દોનું તાત્પર્ય શું છે એમ તમે પૂછો છો. એનું તાત્પર્ય શું "તેનો ત્યાગ કરવો" એવું છે કે "તેની સાથે એકશય્યાભાગી થવાનું બંધ કરી પ્રજોત્પત્તિ થતી અટકાવવી" એ છે?

ખચીત, "તેને તજી દેવી" એનો અર્થ તો એ જ છે કે માણસે પોતાની પત્ની પ્રત્યે એવું વર્તન રાખવું કે પછી તે એની પત્નીરૂપ ન રહે પણ અન્ય કોઈ પણ સ્ત્રી જેવી—અર્થાત્ એની બહેન જેવી જ—તે થઈ રહે. આદર્શ આ છે અને આ વસ્તુ એવી રીતે સિદ્ધ કરવાની છે કે જેથી તે ચિડાય નહિ, તેના વિકાસમાં એ કાર્ય આડખીલીરૂપ બને નહિ, તેના પેટમાં કોઈ જાતની આંટી પડી જાય નહિ અને તે કોઈ રીતે ઈતર વ્યક્તિના પ્રલોભનમાં ફસાય નહિ. ને આ વાત ભારે વસમી છે અને ક્રાઇસ્ટાનુશાસિત જીવન ગાળવા મથતા દરેક પરિણીત પુરુષને પોતાની પત્નીના હૃદયને પોતે કરેલા આવા મર્મચ્છેદક ઘા રૂઝવવામાં રહેલી મુશ્કેલીનો અંતરથી અનુભવ થાય છે. એટલે મારે કહેવાની વાત એક જ છે, ને તે એ, કે પરણીને પુરુષે જરા પણ પાપમાર્ગે ગયા વિના અપરિણીત બનવા—બ્રહ્મચારી જીવન ગાળવા—પોતાની સઘળી શક્તિ કામે લગાડીને પોતાના સમગ્ર જીવનપર્યંત મથવાનું છે.

૩૦

બધો મુદ્દો વિષયોપરતિમાં, વિષયોપરતિનો વિકાસ અને તેની તાલીમ એમાં જ રહેલો છે. જે ઘડીએ માણસો વિષયોપરતિમાં કલ્યાણ રહેલું દેખશે તે ઘડીએ લગ્નો ઘટવા માંડશે.

# ૩૧

......કેવળ પ્રમોદપૂર્ણ જીવનની પ્રાપ્તિ અર્થે જો કોઇ પરણતું હશે તો એની અભિલાષા કદી સફળ નહિ થવાની. લગ્નને અર્થાત્ પોતાના પ્રેમપાત્ર સાથેના યોગને, જીવનમાં અન્ય સર્વ વસ્તુઓને ઠેબે ચડાવે કે દાબી દે એવા એકના એક પ્રધાન જીવનહેતુ તરીકેનું સ્થાન આપવું એ અતિ ભૂલભરેલું છે. અને માણુસ જો જરાક વિચાર કરે, તો તો આ ભૂલ એ પોતે જ તરત જોઈ શકે. લગ્ન એ જ શું જીવિતનો હેતુ છે? વારું, ધારો કે માણુસ પરણ્યો, તે પછી? પહેલેથી જીવન સમક્ષ અન્ય કોઈ જીવિતહેતુ નહિ હોય, તો એ પરિણીત યુગલને પછીથી ઉભયસ્વીકાર્ય જીવિતહેતુ જડવો અતિ મુશ્કેલ બનશે. ઊલટી નિશ્ચિત વસ્તુ તો એ લાગે છે કે, લગ્ન પૂર્વે ઉભયસાધારણ એવો કોઈ જીવનહેતુ એમની સમક્ષ નહિ હોવાથી, એ બન્ને વ્યક્તિઓ એક એકની વધુને વધુ નિકટ ખેંચાઇ એક જ વિષયમાં કેંદ્રિત બનવાને બદલે તે તો એકબીજાથી વિખૂટી પડી સામસામી દિશામાં વધુ ને વધુ હડસેલાતી જવાની. લગ્નમાં સુખની પ્રાપ્તિ તો ત્યારે જ થાય કે જ્યારે ઉભયનો જીવનહેતુ એક જ હોય.

મુસાફરોનો સાથ તો ત્યારે જ બંધાય છે કે જ્યારે તેમનો કોઈ એક જ રસ્તા ઉપર ભેટો થઇ જાય છે ને તેઓ બોલી ઊઠે છે કે "ચાલો, ત્યારે આપણે સંગાથે જ જઇએ." ને એ રીતનો સાથી એ સરસ વસ્તુ છે. એકબીજાને એ મદદરૂપ થઇ પડે છે.

પણ જ્યારે મુસાફરો પરસ્પરના આકર્ષણને કારણે પોતપોતાના ભિન્ન ભિન્ન માર્ગ પડતા મૂકી એકઠા થાય છે ત્યારે તેઓ મદદરૂપ નથી બનતા. અને એક બાજૂથી ઘણાં માણસો જે એવો અભિપ્રાય

ધરાવે છે કે જીવન તો અશ્રુગંગારૂપ-આંસુ સારવાના ઠેકાણા જેવું-છે, તો બીજી બાજૂથી મોટા ભાગનો મનુષ્યવર્ગ જે જુદો અભિપ્રાય ધરાવે છે, અને જેને યૌવન, આરોગ્ય તેમ દ્રવ્યબળ વડે પુષ્ટિ મળે છે, કે જીવન તો આનંદસ્થાન ને ભોગભૂમિ તુલ્ય છે—એ બન્ને અભિપ્રાયો એકસરખા અસત્ય છે એનું પણ આ જ કારણ છે.

વાસ્તવિક રીતે તો જીવન એ સેવાનું ક્ષેત્ર છે, એમાં યાતનાપૂર્ણ એવું ઘણું મનુષ્યને કેટલીક વાર સહન કરવું પડે છે, પણ તો બીજી બાજૂ ઘણા ઘણા આનંદના અનુભવો પણ એને ઓછા નથી થતા. ખરો આનંદ મનુષ્યો ત્યારે જ માણી શકે કે જ્યારે તેઓ પોતે જીવનને સેવાના સાધનરૂપ માને, અને પોતાના અંગત સુખથી પર એવો કોઈ નિશ્ચિત જીવનહેતુ જ્યારે એમની સમક્ષ ખડો હોય. મોટે ભાગે જેઓ પરણે છે તેઓ આ વાત વીસરી જાય છે. લગ્નજીવનમાં દાંપત્યસુખના તેમ પિતૃપદ કે માતૃપદના એટલા બધા આનંદપ્રસંગો આવવા માંડે છે કે જાણે એ પ્રસંગોમાં જ સમગ્ર જીવન સમાઈ જતું હોય એમ લાગે છે. પણ આવી માન્યતા એ મહા ભયંકર ભૂલ છે.

કોઈ નિશ્ચિત હેતુ નજર આગળ રાખ્યા વિના માતપિતા જો જીવન ગુજાર્યા કરે અને પ્રજા પેદા કર્યા કરે તો તેઓ જીવનનું શું રહસ્ય છે એ યક્ષપ્રશ્નના નિર્ણયને તેમ શામાટે જીવવું તે પ્રશ્નના નિર્ણયને જાણ્યા વિના જીવવાને પરિણામે થતી શિક્ષાને ફક્ત આગળ ઠેલે છે એટલું જ—એ નિર્ણય કોઈક દિવસ તો કર્યા વિના તથા એ શિક્ષા વહેલી મોડી તો ભોગવ્યા વિના એમને છૂટકો જ નથી, એટલે તેઓ માત્ર એને આગળ જ ઠેલે છે—કેમકે પોતાની પાસે માર્ગદર્શનનું કશું સાધન નહિ હોવા છતાં

પોતાનાં સંતાનોને તો એમણે કેળવણી તથા માર્ગદર્શન ઉભય આપવાં જ પડશે. એટલે આવા પ્રસંગોમાં જે બનવાનું તે એ કે મનુષ્યો પોતાનું મનુષ્યત્વ તેમ તજ્જન્ય સુખ ગુમાવી બેસવાનાં અને કેવળ પ્રજોત્પાદક પ્રાણીતુલ્ય બની જવાનાં.

એટલે પરણવાનો વિચાર કરનારાંઓને મારે કહેવાનું એ છે કે, એમને પોતાનું જીવન આટલું બધું સભર ભર્યું લાગે છે એ જ કારણે પોતે કયા ઉદ્દેશને અર્થે જીવન ગાળી રહ્યાં છે એ વસ્તુનો એમણે પૂર્વે કદી ન કર્યો હોય તેટલો વિચાર કરવો અને વિચાર ફરી એ બાબત પોતાના અંતરમાં સર્વથા સ્પષ્ટ કરવી. અને આ બાબત બરાબર સ્પષ્ટ કરવા માટે માણસે, પોતે જે પરિસ્થિતિમાં જે રીતે જે જાતનું જીવન ગાળતો હોય તેનો તથા પોતાના પૂર્વ-જીવનનો વિચાર કરવો, તેનું યથાર્થ નિરીક્ષણ કરવું, પોતે જેને જીવનમાં ઉપયોગી અને નિરુપયોગી ગણતો હોય તે સઘળી વસ્તુઓની એણે મૂલવણી કરવી, પોતાને કઈ વસ્તુમાં શ્રદ્ધા છે (અર્થાત્ પોતે શાને સનાતન અને શંકાતીત સત્ય માને છે) અને જીવનમાં પોતે શાનું કે કોનું માર્ગદર્શન સ્વીકારવા ખુશી છે એ વાત નક્કી કરવી. અને એ વાત સ્પષ્ટ કે નક્કી કરીને પાછું બેસી રહેવું નહિ, પણ જીવતા જાગતા તત્ત્વ તરીકે એનો અહર્નિશ અનુભવ કરવો, પોતાના આચારમાં એનો સાક્ષાત્કાર કરવો, કેમકે જ્યાંસુધી માણસ પોતાની શ્રદ્ધા કે માન્યતાને આચારમાં ઉતારતો નથી—પોતે માનતો હોય તે મુજબ વર્તતો નથી—ત્યાંસુધી પોતાને ખરેખરી શ્રદ્ધા છે કે નહિ—પોતે ખરેખર અમુક માન્યતા ધરાવે છે કે નહિ—એની તેને ખબર પણ પડતી નથી. તમારી શ્રદ્ધા–માન્યતા–શી છે તે હું જાણું છું, ને આ માન્યતાને, અથવા એ માન્યતાના જે અંશો આચારમાં ઉતારી શકાય એવા હોય તે

અંશોને, તમારે, પૂર્વે કદી ન રાખી હોય એવી આતુરતાથી અત્યારે ને અત્યારે તમારા અંતરમાં સ્પષ્ટ કરવા જોઈએ—અર્થાત્ આચારમાં ઉતારવા જોઈએ. તમારી માન્યતા એ છે કે મનુષ્યો પ્રત્યે પ્રેમ રાખવો અને તેમનો પ્રેમ સંપાદન કરવો એમાં જ આપણું કલ્યાણ રહેલું છે. આ માન્યતાની સિદ્ધિ અર્થે મને ત્રણ પ્રકારની પ્રવૃત્તિઓ આવશ્યક લાગે છે. એ ત્રણે પ્રકારની પ્રવૃત્તિઓનું આચરણ જેટલું વધુ થાય તેટલું સારું. હું પોતે એ ત્રણે પ્રકારની પ્રવૃત્તિઓમાં સતત રીતે મશગૂલ રહું છું, અને તમારે માટે પણ એ પ્રવૃત્તિઓ અત્યારની ઘડીએ ખાસ આવશ્યક છે.

એમાંની પહેલી વાત એ છે કે મનુષ્યો પ્રત્યે આપણે પ્રેમ રાખી શકીએ અને તેમનો પ્રેમ આપણે મેળવી શકીએ એટલા વાસ્તે એમની પાસેથી ઓછામાં ઓછી વસ્તુની આશા રાખવાની માણસે ટેવ પાડવી. કેમકે જો હું ઘણીની આશા રાખીને બેઠો હોઈશ તો મને ઘણી આપદા પડવાની, અને પરિણામે મને લોકોને ચાહવાની નહિ પણ તેમને ઠપકો આપવાની વૃત્તિ થવાની ને આ સંબંધમાં હજુ ઘણું કરવાનું બાકી રહે છે.

બીજી વાત એ કે કેવળ વાચા વડે નહિ પણ કર્મ વડે—કાર્યો કરીને—પ્રેમ રાખી શકીએ એટલા માટે માણસોને જે ઉપયોગી હોય એવાં કામો કરવાની આપણે આપણી જાતને ટેવ પાડવી, ને આમાં પણ હજુ વિશેષ કરવાનું બાકી છે.

ત્રીજી વાત એ કે મનુષ્યો પ્રત્યે આપણે પ્રેમ રાખી શકીએ અને તેમનો પ્રેમ આપણે પ્રાપ્ત કરી શકીએ એટલા માટે આપણી જાતને આપણે નિરભિમાનવૃત્તિ, નમ્રતા ને અપ્રિય વ્યક્તિઓ તેમ વસ્તુઓને નિભાવી-સહી-લેવાની કળા, કોઈને પણ દુઃખ ન લાગે એવી રીતે એમના પ્રત્યે વર્તવાની કળા—અથવા, એવી

કળા સંપૂર્ણ રૂપમાં અશક્ય હોય, તો કોઈનું પણ અપમાન ન કરતાં, પ્રત્યેક પ્રસંગે બને તેટલું ઓછું દુઃખ થાય એવી રીતે કેમ વર્તવું તે જાણવાની કળા—એ સર્વ ગુણોની તાલીમ આપવી. ને આમાં પણ પાછું હજુ ઘણું કામ કરવાનું છે, અને સવારના પહોરમાં જાગીએ ત્યારથી તે રાતના નિદ્રાધીન થઈએ ત્યાં સુધી સતત રીતે કર્યા કરવાનું એવું આ કામ છે. ને આ કામ અતીવ આનંદપ્રદ છે, કેમકે જેમ જેમ દિવસ જતા જાય છે, તેમ તેમ આપણને આપણી પ્રગતિ જોઈ હર્ષ થતો જાય છે, અને વળી લોકો તરફથી પણ આપણને પ્રારંભમાં કદાચ સ્પષ્ટ રીતે પરખી શકાય નહિ એવો છતાં ખૂબ સુખપ્રદ એવો પ્રેમનો બદલો મળતો જાય છે.

એટલે મારી તમને, તમને બન્નેને, સલાહ છે કે પ્રથમ તો તમારે તમારું જીવન ગંભીરતાપૂર્વક વિચાર કરીને ગાળવું, કારણ કે એમ કરશો તો જ તમે બન્ને એક જ માર્ગે પ્રયાણ કરી રહ્યાં છો કે કેમ તથા તમારે જીવનભરનું સખ્ય સ્વીકારવું કે કેમ એ બાબત નક્કી કરી શકશો, અને એ સાથે મારી એ પણ સલાહ છે કે જો તમારી સાચી દાનત હોય, તો ભવિષ્યમાં સિદ્ધ કરવાના કોઈ ઉદ્દેશ અર્થે તમારે બન્નેએ સજ્જ થવું. તમારાં જીવનનો હેતુ લગ્નાવસ્થાનાં સુખો ભોગવવાં એ નહિ પણ તમારા વર્તન દ્વારા જગતમાં વિશેષ પ્રેમ ને સત્યનો પ્રસાર કરવો એ હોવો જોઈએ. અને આ હેતુની સિદ્ધિમાં એકબીજાને મદદ કરવી એ જ લગ્નનો આશય છે.

"અંતિમતાઓ એકસરખી હોય છે." જીવનને માણવાના ઉદ્દેશથી જોડાનાર યુગલની જિંદગી ભારે એકલપેટી અને અન્ય જનોને પીડાકારી એવી હોય છે, ત્યારે જેઓ જગતમાં શુભ તત્ત્વનો

સંચાર કરી એ રીતે પ્રભુસેવા કરવા જીવન ગુજારતાં હોય અને એ હેતુથી જ જેઓ જોડાયાં હોય એવાં સ્ત્રીપુરુષોનાં જીવન ઉચ્ચતમ ઉદાત્તતમ હોય છે.

એટલે તમે કંઇ ભૂલ કરી ન બેસો એ બાબતમાં સાવચેતી રાખજો: કેટલીક વાર એક માર્ગ બીજા માર્ગ જેવો જ લાગે છે, પણ વસ્તુતઃ છેક જ ભિન્ન હોય છે. ને પસંદગી જ કરવાની હોય તો પછી ઉચ્ચતમ માર્ગની જ કાં ન કરવી? એમાં વાત ફક્ત એટલી છે કે એ ઉચ્ચતમ પ્રકારની એક વાર પસંદગી કર્યા પછી માણસે પોતાની સર્વ શક્તિ એની સિદ્ધિ અર્થે રેડવાની છે—થોડી શક્તિ એમાં રેડયે કશું વળશે નહિ.

૩૨

સારું જીવન ગાળવાની ઇચ્છાવાળી દરેક પુખ્ત ઉંમરની વ્યક્તિએ પરણવું જોઇએ એમાં તો શંકા જ નથી, પણ પરણવું તે કોઇ રીતે પ્રેમને કારણે નહિ પણ ગણતરી કરીને પરણવું—અલબત્ત ‘પ્રેમ’ ને ‘ગણતરી’ શબ્દનો સામાન્ય રીતે જે અર્થ થાય છે એથી છેક ઊલટો જ અર્થ અહીં સમજવાનો છે.

એટલે કે પરણવું તે વિષયપ્રેમને ખાતર નહિ, પણ ગણતરી કરીને—પોતે ક્યાં ને કેમ જીવન ગુજારવું એની ગણતરી નહિ (ક્યાંક ને કોઈક રીતે જીવન ગુજારવાની તજવીજ તો આપણે સૌ કરીએ જ છીએ) પણ પોતાનો ભવિષ્યનો સહચર પોતાને મનુષ્યોચિત જીવન ગાળવામાં કેટલે અંશે સહાયક કે વિઘ્નરૂપ થશે એની ગણતરી કરીને પરણવું.

૩૩

......બીજું બધું તો ઠીક, પણ પરણતાં પહેલાં વીસ વાર, અરે સો વાર વિચાર કરજો. પોતાનું જીવન અન્ય માનવી જોડે લિંગસંબંધ વડે જોડવું એ નૈતિક સમજદારીવાળા માણસને માટે જીવનભરમાં એ જે ભારેમાં ભારે મહત્ત્વનું કાર્ય કરી શકે એવું અત્યંત મહત્ત્વનું કાર્ય છે, અને એના ગર્ભમાં ઘણાં પરિણામો રહેલાં છે. એટલે માણસનું લગ્ન સદા એના મરણ જેવું હોવું જોઇએ—અર્થાત્ જ્યારે અન્ય કોઈ ગતિ જ ન હોય એવું એ અનિવાર્ય હોય ત્યારે જ એ થવું જોઇએ.

૩૪

ગાંભીર્યની દૃષ્ટિએ મરણ પછી, જો કે સમયની દૃષ્ટિએ મરણ પહેલાં સ્થાન પામે એવા લગ્ન જેવી ભારે મહત્ત્વની અને સર્વથા અફર વસ્તુ બીજી કોઇ નથી. અર્થાત્ વસ્તુની ગંભીરતા વિચારીએ તો, જીવનના સર્વ પ્રસંગોમાં લગ્ન કરતાં ગંભીરતામાં ચડી જાય એવો કોઈ પ્રસંગ હોય તો તે એક મરણનો જ છે. ને સમયની ગણતરીએ તો લગ્ન મરણ કરતાં પણ પહેલું આવે છે. ને જેમ મરણ જ્યારે અપરિહાર્ય હોય ત્યારે જ યોગ્ય ગણી શકાય, જાણી બૂઝીને નીપજાવેલું મરણ જેમ અનિષ્ટ જ છે, તેમ લગ્નનું પણ એવું જ છે. કેવળ ન છૂટકાની બાબતરૂપ બની જાય ત્યારે જ લગ્ન એ અનર્થ નથી.

૩૫

જે લોકો લગ્ન વિના ચલાવી શકે એમ હોય છતાં લગ્ન કરે

છે તે તો પહેલાં ઠેશ ખાધા વિના એકાએક પડી જનાર માણસો જેવા મને તો લાગે છે......માણસ જો પડી જાય તો તો એમાં કંઇ ઉપાય નથી, પણ જ્યાં સુધી ઠેશ વાગી ન હોય, પગ જરાએ લથડયો ન હોય, ત્યાં સુધી હાથે કરીને શું કામ પડવું?

૩૬

......લગ્નનો પ્રશ્ન પોતે દેખાય છે એટલો સરળ નથી. પ્રેમમાં પડવું એ જો મુખ્ય માર્ગ છોડી આડબીડ ચાલ્યા જવા જેવું છે, તો લગ્નની બાબતમાં ઠંડે કલેજે લાગણીશૂન્ય રીતે ગણતરીઓ કર્યા કરવી એ તો વળી પેલા કરતાં પણ વિશેષ ખરાબ એવું વિમાર્ગગમન છે. તમારા કહેવા મુજબ વહેલી તે પહેલી એમ કરીને ગમે તે કન્યાનો પુરુષ જો સ્વીકાર કરી લે, અર્થાત્ પોતાના સુખને અર્થે યોગ્ય કન્યાની પસંદગી કરવા ન રહે, તો એ તો બાહ્યજગતમાં સર્વત્ર પ્રવર્તતા એવા આકસ્મિક કે કાકતાલીય જેવા વિધિને શરણે ગયા જેવું થાય. અને પછી તો પોતાની પસંદગીની વાત કોરે મૂકી અન્ય કોઇની પસંદગીનો એને સ્વીકાર કરવો પડે. અનેક આંટીઘૂંટીવાળા કે પાપમય સંજોગોમાં ગૂંચવાઇ ગયા હોઇએ તો પણ આપણે કોઇ પણ કામ વગર વિચાર્યું તો કરવું જ ન જોઇએ, કેમકે આવે પ્રસંગે ગૂંચવાએલા કોકડાના તાર ધીરે ધીરે એકે એક લઇ ઉકેલવાને બદલે એને જો એકદમ ખેંચીને તોડી નાખીએ તો આપણું એવું વર્તન આપણી સાથે સંડોવાએલી અન્ય વ્યક્તિઓને અતિ કષ્ટના કારણરૂપ બની જાય. પણ આ અતિ મહત્ત્વના વિષયમાં ઊર્મિ જો આવી રીતે માણસને ગૂંચવણભરેલા સંજોગોમાં મૂકે એવો સંભવ છે, તો બીજી બાજૂએ લાગણીશૂન્ય હૃદયે કેવળ વિચાર ને ગણતરીઓ

કર્યા કરવાથી વળી જુદી જ જાતનો છતાં વધુ ગંભીર ગૂંચવાડો ઊભો થાય છે. જીવનની અન્ય સર્વ બાબતોની પેઠે આ બાબતમાં પણ માણસે પોતાની સમક્ષ કોઈ અમુક વિશિષ્ટ ધ્યેય ( અર્થાત્ લગ્નનું ધ્યેય ) ન રાખવું, પણ સદાચારી નૈતિક જીવનનું સામાન્ય ધ્યેય પોતાની નજર સામે રાખવું. એ ધ્યેયને અનુસરતાં અનુસરતાં જે કંઈ સહવું પડે તે સહી લેવું અને યોગ્ય અવસરની રાહ જોતાં બેસવું, એટલે પછી નક્કી એવો સમય આવી જ લાગશે અને એવી પરિસ્થિતિ આપોઆપ ઊભી થશે કે જ્યારે પરણ્યા વિના એનો છૂટકો જ નહિ થાય. આ રીતે વર્તશે તો એને હાથે ભૂલ કે પાપ કશું નહિ થાય એ ચોક્કસ છે.

૩૭

લગ્નના સંબંધમાં દૃઢ પરંપરાગત માન્યતા તો જગમશહૂર છે કે: “ માણસો જો પૂરતી સાધનસંપત્તિ વિના પરણે તો પરિણામ એ આવવાનું કે પ્રજા થવાની એટલે હાથ ખેંચાતો જવાનો, તંગી વધવાની, તેથી એકાદ બે વરસમાં પરસ્પર કંટાળા કે તિરસ્કારની લાગણીનો જન્મ થવાનો. ...તે વધતાં વધતાં દસેક વરસમાં પરસ્પર ટંટા અને છિદ્રાન્વેષણના પ્રસંગો ઊભા થવાના અને જીવન નરક તુલ્ય બની જવાનું.” ને આ જનતારૂપી ન્યાયાધીશને અજ્ઞાત એવો કોઈ અન્ય વિશિષ્ટ કે અસામાન્ય ઉદ્દેશ લગ્નમાં જોડાનાર સ્ત્રીપુરુષ સમક્ષ જો નહિ હોય તો પરંપરાગત લોકમતે અહીં જે જે માઠાં પરિણામો ગણાવ્યાં છે તે યથાયોગ્ય છે, અને એણે કરેલી આગાહી પણ સાચી જ છે. ને જો આવો કોઈ ઉદ્દેશ કે ધ્યેય એ યુગલ પાસે હોય, તો તે કેવળ માનસિક, બુદ્ધિગમ્ય જ ન હોવો

જોઈએ, પણ એમાં જીવનનું તત્ત્વજ્ઞાન પ્રતિબિંબિત થએલું હોવું જોઈએ—એવું તત્ત્વજ્ઞાન કે જેની સિદ્ધિને જીવનમાં અન્ય સર્વ પદાર્થો કરતાં માણસ વિશેષ મહત્ત્વની ગણતો હોય. જો આવું કોઈ ધ્યેય એ યુગલ સમક્ષ હશે તો પરિણામ શુભ આવશે ને લોકમત ખાંડ ખાશે, પણ જો એવું કોઈ ધ્યેય એની પાસે નહિ હોય તો નવ્વાણુ ટકા ખાતરી રાખવી કે એવા લગ્નમાંથી માણસને દુઃખ સિવાય બીજું કશું નથી મળવાનું.

૩૮

……બે વસ્તુઓ તમને સાંકળનારી બની શકે: એક તો તમારી પ્રતીતિઓ કે માન્યતાઓ, અને બીજો તમારો પ્રેમ. મારા મત મુજબ તો આમાંની એક જ વસ્તુ હોય તો પણ બસ થાય. વાસ્તવિક સાચો યોગ તો ખ્રિસ્તીને છાજે એવા માનવતાભર્યા પ્રેમમાં જ સંભવે છે. આવો પ્રેમ જો હોય અને એમાંથી જો ઊર્મિપ્રેરિત પ્રેમ ઉદ્ભવે તો બધું બરાબર સમજવું અને એવા યોગને મજબૂત પાયા ઉપર સ્થિર થએલો ગણવો. જો એકલો ઊર્મિપ્રેરિત પ્રેમ જ હોય, તો એમાં પણ કંઈ ખોટું નથી, જો કે એમાં સારું એવું કશું નથી એ તો નક્કી—પણ એવી સ્થિતિ શક્ય અને નભે એવી છે ખરી, અને યોગ પામેલ વ્યક્તિઓ જો પ્રમાણિક સ્વભાવની હોય અને એવો અનુરાગ જાળવી રાખવાને તેઓ ખૂબ મથે, તો એવો પ્રેમ તે ટકાવી શકે ખરી. પણ જો આ બેમાંથી એકે પ્રકારનો પ્રેમ વાસ્તવમાં ન હોય ને કેવળ પ્રેમનો દંભ જ જો કરવામાં આવતો હોય તો તો સ્થિતિ ખરાબ જ થવાની એમાં કશી શંકા નથી. એટલે આ બાબતમાં માણસે પોતાના અંતરનું ખૂબ કડક ને સૂક્ષ્મ અવલોકન કરવું ઘટે, અને પોતે કઈ જાતની પ્રેરણાને અનુસરે છે એની ચોકસાઈ કરવી ઘટે.

૩૯

**વાર્તાઓની** સમાપ્તિ નાયક નાયિકાના લગ્નથી કરવામાં આવે છે. ખરી રીતે તો લેખકે એવા લગ્નથી વાર્તાનો આરંભ કરવાનો હોય, અને એનો અંત તો એમનાં લગ્નને લુપ્ત કરીને, અર્થાત્ પરસ્પર પ્રત્યેના કામમૂલક આકર્ષણથી એમને બન્નેને મુક્ત કરી એમને બ્રહ્મચર્યસિદ્ધિ કરાવીને આણવાનો હોય. નહિ તો મનુષ્યોનાં જીવન વર્ણવતાં વર્ણવતાં લગ્નવર્ણન આગળ એકાએક અટકી જવું એ તો પ્રવાસવર્ણન કરવા બેસવું ને પ્રવાસી ચોરના પંજામાં સપડાયો હોય એ પ્રસંગ આગળ જ એકાએક અટકી પડવું એના જેવું છે.

૪૦

**સુવાર્તામાં** લગ્ન કરવાની એક પણ સૂચના નથી. એમાં તો લગ્નનો અભાવ છે કે નિષેધ છે. ભ્રષ્ટાચારનો, કામાસક્તિનો અને પરણી ચૂકેલાઓના લગ્નવિચ્છેદનો વિરોધ માત્ર છે, ને ખ્રિસ્તી ધર્મમંડળ પ્રતિપાદન કરે છે છતાં ખુદ લગ્નની સંસ્થા કે રૂઢિનો તો એમાં લેશમાત્ર ઉલ્લેખ નથી. ઝેચ્યુસની મુલાકાત જેટલે અંશે કર ઉઘરાવવાનો હક સ્થાપિત કરી શકે તેટલે જ અંશે લગ્નની રૂઢિને સ્થાપિત કરતા એવા કેનાના અર્થશૂન્ય ચમત્કાર સિવાય લગ્ન વિશે સુવાર્તામાં કશું નથી.

૪૧

હા, હું માનું છું કે લગ્ન એ ખ્રિસ્તી ધર્મે વિહિત નહિ કરેલી એવી રૂઢિ છે. જિસસ પોતે કદી પરણેલા નહિ, તેના

શિષ્યો પણ નહિ પરણેલા, તેમ જિસસે પોતે એ રૂઢિનું પ્રતિપાદન, સ્થાપન કે પ્રચાર એવું કંઈ કરેલું નહિ. એણે તો પરણેલા પુરુષોને ઉદ્‌બોધ કરેલો કે મુસાના કાનૂન પ્રમાણે તેઓ બૈરીને તલ્લાક દઈ શકતા, છતાં એમણે એવી રીતે પોતાની બૈરીની હેરફેર ન કરવી— અર્થાત્ એમને તલ્લાક ન દેવી ( મૅથ્યુ, ૫, ૩૨ ). અને અપરિણીત પુરુષોને એણે એવો ઉદ્‌બોધ કરેલો કે એમનાથી રહી શકાય તો એમણે લગ્ન ન કરતાં અપરિણીત જ રહેવું ( મૅથ્યુ, ૧૯, ૧૦–૨૬). અને પરિણીત અપરિણીત ઉભય પ્રકારના પુરુષોને એણે એવો ઉદ્‌બોધ કરેલો કે સ્ત્રીને ભોજ્યરૂપે–વિષયતૃપ્તિના સાધનરૂપે– જોવી કે ગણવી એમાં જ મૂળ પાપ રહેલું છે એ વાત એમણે ધ્યાનમાં રાખવી ( મૅથ્યુ ૫, ૨૮). ( પુરુષના સંબંધમાં સ્ત્રીએ પણ એમ જ સમજવાનું છે એ કહેવાની તો કંઈ જરૂર નથી.)

હકીકત જો આમ છે તો એમાંથી નીચેનાં નીતિવિષયક વહેવારુ અનુમાનો આપોઆપ ફલિત થાય છેઃ—

લોકો અત્યારે માને છે તેમ સ્ત્રી અને પુરુષ ઉભય જાતિમાં દરેકે દરેક જણે અવશ્ય પરણવું જ એમ ન માનતાં, ઊલટું, પ્રભુ-સેવાના કાર્યમાં પોતાની સમસ્ત શક્તિ ખરચી નાખવામાં એને પછી કશું અંતરાયરૂપ ન નીવડે એટલા માટે સ્ત્રી અને પુરુષ ઉભય જાતિમાંથી દરેકે દરેક જણને માટે પોતાના અખંડ બ્રહ્મચર્યની વિશુદ્ધિ રક્ષી રાખવી એ બહેતર છે, એમ માનવું.

પુરુષ કે સ્ત્રી કોઈ પણ વ્યક્તિનું પતન થાય તો અત્યારે આપણે એ વ્યક્તિનાં એ પતન કરાવનાર વ્યક્તિ સાથે લગ્ન ન કરતાં અન્ય ગમે તે વ્યક્તિ સાથે લગ્ન કરી નાખી એ પતનને એવા નવા શૃંગારસંબંધથી ધોઈ નાખી શકાય એવા સ્ખલનરૂપ અથવા માણસની હાજતોના ક્ષમ્ય તર્પણરૂપ ગણીએ છીએ. પણ

એમાં ભૂલ થાય છે. ખરી રીતે તો કોઈ પણ વ્યક્તિ સાથે કામસંબંધ થયો કે તરત તે પ્રથમ કામસંબંધને, પોતે કરેલા પાપના પ્રાયશ્ચિત્તરૂપ નીવડે એવી પ્રવૃત્તિ—સંતાનઉછેરની પ્રવૃત્તિ—નો બોજો એ યુગલ ઉપર નાખે એવા અવિયોજ્ય લગ્ન તરીકે જ જોવો. (મેથ્યુ, ૧૯, ૪-૬ )

અત્યારની પેઠે લગ્નને, પોતાની કામવાસના તૃપ્ત કરવાના પરવાનારૂપ ન ગણતાં પ્રાયશ્ચિત્ત માગે એવા પાપરૂપ ગણવું.

ને આ પાપનું પ્રાયશ્ચિત્ત એક તો એ કે ઉભય વ્યક્તિએ પોતાને કામાસક્તિમાંથી મુક્ત કરવી અને સામીને મુક્ત કરવામાં મદદ કરવી, તથા પરસ્પર રમણરમણીને બદલે બંધુભગિનીનો ભાવ, શક્ય હોય તેટલે અંશે, સિદ્ધ કરવા મથવું; અને બીજું એ કે લગ્નને પરિણામે જે પ્રજા થાય તેને પ્રભુના ભાવિ સેવકરૂપ ગણી એ દૃષ્ટિએ એને કેળવણી આપવી.

લગ્ન વિશેનો આવો ખ્યાલ અને પ્રચલિત ખ્યાલ એ બન્ને વચ્ચે મહાન ભેદ રહેલો છે. લોકો તો પછી પણ પરણ્યા કરવાનાં, માબાપો તો પછી પણ પોતાનાં સંતાનોનાં લગ્નની તજવીજ કર્યા કરવાનાં, છતાં દેહવાસનાની તૃપ્તિને સર્વસંમત, ન્યાય્ય અને સંસારના સર્વોત્તમ સુખરૂપ ગણવામાં આવે અથવા પાપરૂપ ગણવામાં આવે તે ઉપરથી એના એ લગ્નમાં ઘણો ફેર પડી જાય છે. ક્રાઇસ્ટના ઉપદેશને અનુસરનાર પુરુષ ( પુરુષ તેમ સ્ત્રી ) ત્યારે જ પરણવાનો કે જ્યારે પરણ્યા સિવાય બીજો રસ્તો જ નથી એમ એને લાગે, અને પરણ્યા પછી પણ એ વિષયોપભોગમાં મગ્ન નહિ બની જવાનો, પણ વિષયવાસનાને દાબી દેવાને એ યત્ન કરવાનો. પોતાનાં સંતાનોના આધ્યાત્મિક શ્રેયની કાળજી રાખનારાં માબાપો પણ પોતાના દરેક સંતાનને પરણાવી દેવાના કાર્યને પોતાના

અનિવાર્ય કર્તવ્યરૂપ નહિ ગણે, પણ જ્યારે એ સંતાનોમાં પોતાની વિશુદ્ધિ સાચવી રાખવાનું સામર્થ્ય નહિ હોય, અને જ્યારે પરણ્યા વિના એમને ચાલે એમ જ નથી એવું સિદ્ધ થશે ત્યારે જ એ માબાપો એમને પરણાવશે—અર્થાત્ ત્યારે જ એમને લગ્નરૂપ પતનની સલાહ આપશે અને એવા પતનની સગવડ કરી આપશે. પરિણીત સ્ત્રીપુરુષો પણ અત્યારની પેઠે બહોળી પ્રજાની વાંછા નહિ રાખે, પણ આચારમાં બ્રહ્મચર્યપાલનને અર્થે યત્ન કરતાં કરતાં પોતાને ઓછી પ્રજા હોય એથી પ્રસન્ન થશે; કારણકે એ રીતે પોતાને જે સંતાનો થઇ ગયાં હશે તેની કેળવણી અર્થે પોતાની સઘળી શક્તિ ખરચી શકશે, તેમ બીજાં ત્રાહિત માણસોનાં બાળકોની કેળવણી અર્થે પણ પોતે જો પ્રભુના ભાવિ સેવકોના શિક્ષણદ્વારા એની સેવા કરવા માગતાં હોય તો પોતાની ફાજલ શકિત વાપરી શકશે, એવા ખ્યાલથી તેઓ રાચશે.

એટલે લગ્ન વિશે આ ભિન્ન ભિન્ન માન્યતાઓ ધરાવતા માણસો વચ્ચેનો તફાવત તે, જે લોકો અન્ન વિના નભી ન શકાય એ કારણે અન્નનો ઉપયોગ કરતા હોય, અને તેથી જેઓ એ અન્નને તૈયાર કરવામાં તથા તેના અશનમાં બને તેટલો ઓછો સમય લેતા હોય અને બને તેટલી ઓછી કાળજી એ બાબતમાં રાખતા હોય તેમની અને જે લોકો, એક વાર ખાઈને પાછું વળી ખાઇ શકાય એટલા માટે વમનની ઔષધિનો ઉપયોગ કરનારા પેલા રોમન લોકોએ[1] જે અધિકતર પ્રમાણમાં બુભુક્ષાને વિકસાવેલી તેવી

૧. કૃત્રિમ રીતે ગર્ભનિરોધ કરનારાં સ્ત્રીપુરુષો પણ આ રોમન લોકો જેવાં જ છે ને? ફેર ફક્ત એટલો કે રોમનો સ્વાદેંદ્રિયની તૃપ્તિ અર્થે એવા જુગુપ્સોત્પાદક ઉપાયો લેતા ત્યારે આ વિષયેંદ્રિયની તૃપ્તિ અર્થે લે છે.

બુભુક્ષા અને તેવું સ્વાદિયાપણું અન્નની શોધ, તેની પાકક્રિયા અને તે હજમ કરી શકાય તદર્થે પાચનશક્તિની વૃદ્ધિ અને તેનો ઉપભોગ એ સઘળી બાબતમાં દર્શાવતા હોય અને એને જ પોતાના જીવનની પ્રિયતમ વસ્તુ માનતા હોય એવા લોકોની વચ્ચે રહેલા તફાવત જેવો છે.

૪૨

'ખ્રિસ્તીધર્મવિહિત' લગ્ન કોઇ દહાડો હતું નહિ, તેમ હોઈ શકે નહિ, જેમ '(ખ્રિસ્તીધર્મવિહિત' માલમિલકત તથા બીજી ઘણી બાબતો કોઇ દહાડો નહોતી તેમ જ. પણ જેમ માલમિલકતના સંબંધમાં તેમ આ લગનના સંબંધમાં પણ ખ્રિસ્તીધર્મવિહિત અમુક વિશિષ્ટ પ્રકારનું દષ્ટિબિંદુ છે ખરું.

માલમિલકતના સંબંધમાં ખ્રિસ્તાનુયાયીનું દષ્ટિબિંદુ એ છે કે જોકે મારા પહેરણને હું મારી માલિકીનું ગણું છું, તો પણ જ્યારે બીજો કોઇ એ માગવા આવે ત્યારે એને એ આપી દેવું એને હું આવશ્યક ગણું છું. એ જ રીતે લગ્નના સંબંધમાં ખ્રિસ્તાનુયાયીનું દષ્ટિબિંદુ એ પ્રકારનું હોય છે કે તે પોતાના લગ્નસંબંધને પરમ ધાર્મિક ને સનાતન યોગરૂપ સમજે છે, ને પોતાની પરિણીત અવસ્થામાં તે અને તેની પત્ની બે બાબતો સિદ્ધ કરવાને મથે છેઃ પહેલી તો એ કે, પ્રભુસેવા અર્થે પોતાનાં સંતાનોને ઉત્તમોત્તમ કેળવણી આપવી; અને બીજી એ કે, કામાસક્તિરૂપ નિર્બળતામાંથી પરસ્પરને મુક્ત કરવા પોતપોતાના ગજા પ્રમાણે યત્ન કરવાને તથા પરસ્પર પ્રેમાર્દ્ર પાર્થિવ સંબંધને બદલે પ્રેમાર્દ્ર આધ્યાત્મિક સંબંધની સ્થાપના કરવા મહેનત કરવી.

માણસ જો ફક્ત એટલું જ બરાબર ને સ્પષ્ટ રીતે સમજે કે મૈથુન એ નૈતિક વિનિપાત ને પાપરૂપ છે, ને અત્યારે મનાય છે તેમ એક સ્ત્રી સાથેનો કામસંબંધ એ કોઇ બીજી સ્ત્રી સાથે

પરણી બેસવાથી ધોઈ નાખી શકાય એવું કૃત્ય નથી, પણ એવો કામસંબંધ એ પોતે જ અફર લગ્નતુલ્ય છે, અને એમાં જ એવા પાપકૃત્યમાંથી છૂટવાનું પ્રાયશ્ચિત્ત સમાએલું છે,—જો આમ સમજે તો જ, આવી દૃષ્ટિ રાખવામાં આવે તો જ—માનવજાતિની ચારિત્ર-શુદ્ધિમાં વૃદ્ધિ થઈ શકે.

## ૪૩

પરિણીત સ્ત્રીપુરુષોએ કેવા પ્રકારનું જીવન ગાળવું ઘટે એની વાત કરતી વખતે મેં પોતે એ પ્રકારનું જ જીવન ગાળેલું અથવા અત્યારે એ પ્રકારનું જ જીવન ગાળું છું એમ જરાએ સૂચવવા માગતો નથી; એટલું જ નહિ, પણ ઊલટો હું તો સ્પષ્ટ ને નિશ્ચિત રીતે જાણું છું કે મેં તો પરિણીત પુરુષે જેવું જીવન ગાળવું ન ઘટે તેવું જીવન ગાળેલું અને એ કારણે જ, મારા એ અંગત અનુભવ ઉપરથી જ પરિણીત સ્ત્રીપુરુષોએ કેવું જીવન ગાળવું ઘટે એનું જ્ઞાન મને થયું છે.

એટલે, આમ કહીને મારાં વક્તવ્યોમાંથી કશું હું પાછું ખેંચી લેવા માગતો નથી, હું તો ઊલટો અત્યાર સુધીમાં મેં જે કંઇ કહ્યું છે તે સઘળા ઉપર વિશેષ ભાર દેવા માગું છું, પણ એટલું ખરું છે કે કેટલોક ખુલાસો કરવાની જરૂર છે. એ જરૂર એટલા માટે છે કે આપણી અંતઃસ્થિત સદસદ્‌વિવેકબુદ્ધિના જ્ઞાનપ્રકાશ પ્રમાણે તેમ જિસસના ધર્મોપદેશ પ્રમાણે આપણું જીવન જે પ્રકારનું હોવું જોઈએ એથી એટલા વિભિન્ન પ્રકારનું વસ્તુતઃ એ હોય છે કે આવી બાબતમાં સત્યતત્ત્વ આપણને ચમકાવી દે છે, (આ વાત હું મારા જાતઅનુભવ ઉપરથી જાણું છું,) જેમ કોઈ ધનાઢ્ય બનતા જતા પરંપરાનુસારી (orthodox)

વેપારીને એવું કહેવામાં આવે છે કે પાપમાંથી મુક્ત થવા માટે માણસે પોતાનાં છૈયાંછોકરાં માટે દોલત એકઠી કરવી તથા દેવળમાં ઘંટ લટકાવવા[1] એ યોગ્ય નથી, પણ પાપમાંથી મુક્ત થવા તો માણસે પોતાના સર્વસ્વની ખેરાત દેવી જોઈએ, તો એ વાત તેને જેમ ચમકાવી દે તેમ.

એટલે આ સંબંધમાં મારા સઘળા વિચારો કશો વ્યવસ્થિત ક્રમ જાળવવાની દરકાર કર્યા વિના જેમ આવે તેમ અહીં ટપકાવી લઉં છું.

• માનવી ઉપર સર્વોપરી શાસન ચલાવતી એવી પ્રેમપરાયણતાની ઊર્મિ, જેમનો હજુ યોગ ન થયો હોય એવી બે વિજાતીય વ્યક્તિઓ વચ્ચે અસ્તિત્વ ધરાવે છે. આવી પ્રેમપરાયણતાની ઊર્મિને પરિણામે લગ્ન થાય છે અને લગ્નથી સંતતિનો જન્મ થાય છે. જ્યારે સગર્ભાવસ્થા શરૂ થાય છે ત્યારે એ અવસ્થાની અસરને લીધે પતિપત્ની વચ્ચેનું કામમૂલક આકર્ષણ મંદ પડે છે—અને મનુષ્યો જો મૈથુનને ધર્મ્ય ને વિહિત પ્રમોદરૂપ ન ગણતાં હોત તો કામમૂલક આકર્ષણની આ મંદતા બહુ સ્પષ્ટ રીતે દેખી શકાત, અને એ મંદતાને લીધે જાનવરોની પેઠે માનવીઓમાં પણ આવું મૈથુન અમુક મુદતપૂરતું તો બંધ જ પડત. વખત જતાં સંતાનજન્મ થાય છે એટલે કામમૂલક આકર્ષણની આવી મંદતાને સ્થાને, જન્મેલા બાળકના ઉછેર અને લાલનપાલન વિશેની કાળજીની લાગણી ઉદ્‌ભવે છે, અને એવી લાગણી જ્યાં સુધી બાળકને ધાવણ મુકાવી દેવામાં નથી આવતું ત્યાં સુધી ચાલુ રહે

૧. વેપારમાં બરકત પામનાર રશિયનોમાં પોતાના ગામના દેવળમાં ઘંટો લટકાવવાનો અને એ રીતે પોતે પ્રભુને પ્રસન્ન કરે છે એમ માનવાનો રિવાજ છે.

છે. અને સુયોગ્ય લગ્નજીવનમાં (પશુ અને માનવી વચ્ચે જે ભેદ રહેલો છે તે આ બાબતમાં જ રહેલો છે) બાળકનું ધાવણ મુકાવી દેવામાં આવે છે એટલે પછી એની એ વ્યક્તિઓ વચ્ચે કામમૂલક આકર્ષણ ફરી પાછું શરૂ થાય છે.

આવી સ્થિતિથી આપણે ગમે તેટલા દૂર હોઈએ, તોપણ સ્થિતિ તો વાસ્તવમાં આવી જ હોવી ઘટે એમાં કશો શક નથી. ને એનાં કારણો આ રહ્યાંઃ—પહેલું કારણ તો એ કે, જ્યારે ગર્ભાધાનને અવકાશ ન હોય—અર્થાત્ જ્યારે સ્ત્રી સગર્ભા થએલી જ હોય—ત્યારે કામસંબંધ ચાલુ રાખવો એમાં કશો બુદ્ધિમાન્ય અર્થ રહેલો નથી, પણ એ તો કેવળ વિષયાનંદ અર્થે જ હોય છે, અને દરેક સદસદ્બુદ્ધિમાન મનુષ્ય જાણે છે તેમ, એ વિષયાનંદ પણ છેક અધમ કોટિનો અને લજ્જાસ્પદ પ્રકારનો છે—નીચમાં નીચ સૃષ્ટિક્રમવિરોધી કામવાસના જેવું જ એ કાર્ય છે. માનવી જ્યારે આવા કામસંબંધનો વ્યસની બને છે ત્યારે તો એ પોતાની વિવેક-બુદ્ધિને વિવેકબુદ્ધિના જ આદેશોનો ભંગ કરવામાં વાપરે છે. બીજું કારણ એ કે, સૌ જાણે છે ને કબૂલ કરે છે તેમ, મૈથુન એ માનવીને ચૂસી લઈને નિઃસત્ત્વ ને અશક્ત બનાવી મૂકે છે—અને તે પણ માનવીને સર્વથા અનિવાર્ય એવી જે આધ્યાત્મિક પ્રવૃત્તિ તેમાં જ એને અશક્ત બનાવી મૂકે છે. "મિતાચારનું સેવન કરો" ચાલુ રસમોનો બચાવ કરનારા આ સાંભળીને કહેશેઃ પણ જ્યાં વિવેકબુદ્ધિએ વિહિત કરેલાં શાસનોનો જ ભંગ કરવામાં આવતો હોય ત્યાં પછી વાસ્તવિક મિતાચાર શક્ય જ નથી. પણ પુરુષનો પ્રસંગ જો એક જ સ્ત્રી સાથે હોય તો મિતાચારપાલનથી પુરુષને તો આ લંપટતા—સ્ત્રી જ્યારે ગર્ભવતી હોય ત્યારે વિષયસંબંધ રાખવો એ લંપટતા જ છે—થી કદાચ એટલી બધી હાનિ ન

થાય; પરંતુ પતિને જે વર્તન મિતાચારરૂપ લાગતું હોય—આવી પરિસ્થિતિમાં કરેલા વિષયસેવનને ' મિતાચાર ' એવું નામ આપવું એ કેવું જુગુપ્સાકારક છે!—તે બાપડી પત્નીને તો તે સગર્ભા હોય અથવા તો બાળકનો સ્તનપાનકાલ હજુ ચાલુ હોય ત્યારે ભયંકર અત્યાચારરૂપ જ નીવડે છે.

સ્ત્રીવર્ગ પ્રગતિ ને સંસ્કારમાં પછાત હોય છે તથા એની પ્રકૃતિ ઘડી ઘડીમાં ઉશ્કેરાઇ જાય એવી ઊર્મિપ્રધાન ને આવેશમય હોય છે એનું મુખ્ય કારણ મને લાગે છે આ જ છે. સ્ત્રીજાતિને જે મુક્ત કરવાની છે તે આ અવદશામાંથી મુક્ત કરવાની છે, કે જેથી એ પુરુષજાતિ સાથે સમાન ભૂમિકા ઉપર ઊભી રહી શકે અને શયતાનને બદલે ઈશ્વરના સેવક તરીકે વર્તી શકે. અલબત્ત, આદર્શ દૂરવર્તી છે, પણ ભવ્ય છે. અને દૂર હોય તોપણ, એની બને તેટલા નિકટ પહોંચવા મનુષ્ય યત્ન તો કાં ન કરે?

વાસ્તવિક લગ્નજીવન કેવું હોવું જોઇએ એ વિશે મારું માનસચિત્ર તો આવું છેઃ પરસ્પર પ્રત્યેના પ્રેમભાવનું બળ અનિવાર્ય નીવડે છે ત્યારે જ સ્ત્રીપુરુષ લગ્નગ્રંથિથી જોડાય છે; પછી સંતાનોત્પાદનનો અવસર આવે છે એટલે ગર્ભાદાન પછી એ યુગલ પોતાના એ સંતાનનાં વૃદ્ધિ તેમ પોષણમાં વિક્ષેપરૂપ બને એવી સર્વ પ્રવૃત્તિથી વિદૂર રહે છે. અત્યારની પેઠે શારીરિક પ્રલોભનોને ચાહીને ઊભા કરવાને બદલે એવાં સઘળાં પ્રલોભનોથી વિમુખ રહે છે, અને ભાઇબહેનના જેવો નિર્વિષય સંબંધ રાખે છે. અત્યારે તો એવું બને છે કે, પતિ પોતે તો આગળથી ભ્રષ્ટ અને વિકૃતવાસનાવાળો બનેલો હોય જ છે તે પોતાની પત્નીને પણ પોતાના જેવી જ વિકૃત વિષયવાસનાનો ચેપ વળગાડે છે, અને પરિણામે એના પર એવો અસહ્ય બોજો લાદે છે કે એને એકી વખતે પ્રેયસી, શક્તિહીન

માતા અને માંદલી ચિડાઉ આવેશપ્રધાન બૈરી એવાં વિવિધ રૂપો ધારણ કરવાં પડે છે. અને પતિરાજ તો પ્રેયસી તરીકે એના પર પ્રેમ રાખે છે, પણ માતા તરીકે એની ઉપેક્ષા જ કરે છે અને પોતે જ જે પ્રકટાવેલ હોય છે અને પ્રકટાવી રહ્યો હોય છે તે ચિડાઉપણું અને આવેશમયતા બદલ એને ધિક્કારે છે. મોટા ભાગનાં કુટુંબોમાં જે દુઃખો ગુપ્ત રીતે પ્રવર્તી રહ્યાં છે તે સર્વનો ખુલાસો મને આ જ લાગે છે. આ રીતે મારા માનસચિત્રમાં તો પતિપત્નીને આમ ભાઇબહેનના નિર્વિષય સંબંધથી વર્તતાં નિરખું છુંઃ પત્ની પોતાના સંતાનનું કશા વિક્ષેપ વિના ગર્ભમાં ધારણ કરે છે, અને જન્મ પછી કશા અંતરાય વિના એનું પોષણ કરે છે, અને સાથે એને નીતિશિક્ષણ પણ આપે છે. જ્યારે એ પતિપત્ની પર ગર્ભના ધારણપોષણની ઉપાધિ ન હોય અને સ્ત્રી જ્યારે એ રીતે છૂટી હોય ત્યારે જ તેઓ પુનઃ પ્રેમપ્રસંગની છૂટ લે છે, એ છૂટ પણ થોડાં સપ્તાહો જ ચાલે છે, અને ફરી પાછો નિવૃત્તિનો સમય આવે છે.

મને લાગે છે કે પ્રેમપરાયણતાની સ્થિતિ એ, સેફ્ટી વાલ–રક્ષકદ્વાર—ન હોય તો એંજીનના ભૂકા ઉડાડી દે એવા વરાળના દબાણ તુલ્ય છે. ને આ વાલ તો જ્યારે અતિશય દબાણ થાય ત્યારે જ ઊઘડે છે, બાકીને વખતે તો એ સખત ને મજબૂત રીતે વાસેલો હોય છે, ને આપણો યત્ન પણ જાણી જોઇને એને બને તેટલો સખત રીતે વાસી રાખવાનો જ હોવો જોઇએ, અને એટલા માટે એના પર બને તેટલાં વિશેષ ભારણો મૂકવાં જોઇએ, કે જેથી એ ઊઘડી ન જાય. “જેનામાં આ સ્વીકારવાનું સામર્થ્ય હોય તે આને સ્વીકારે ” ( મૅથ્યુ, ૧૯, ૧૨) એ શબ્દો પણ હું આવા અર્થમાં જ ઘટાવું છું. અર્થાત, દરેક જણે અપરિણીત રહેવાનો પ્રયત્ન કરવો; પણ જો ન રહેવાયું અને પરણ્યાં, તો પછી પોતાની પત્ની સાથે

ભાઇબહેનના જેવો નિર્મળ સંબંધ રાખવો. અલબત્ત, છતાં વરાળ તો જમા થવાની જ, વાલ પણ ઊઘડી જવાના, પણ હાલ મૈથુનને ધર્મ્ય સુખોપભોગરૂપ સમજીએ છીએ એટલે એ વાલને આપણે જાતે ઉઘાડી નાખીએ છીએ એમ જાણીબૂજીને આપણે ઉઘાડી ન નાખવો. જ્યારે એની સામે આપણું કશું ન ચાલે, જ્યારે એના ઉપરનો આપણો નિગ્રહ કશો કાર ન કરે, જ્યારે એ આપણી ઇચ્છા વિરુદ્ધ જોર કરીને ઊઘડી જાય ત્યારે જ એવું કાર્ય દરગુજર કરવા યોગ્ય ગણાય.

“ પણ પોતાનો નિગ્રહ કશો કાર નથી કરતો એમ માણસે ક્યારે માનવું ? ”

આવા કેટલા બધા પ્રશ્નો જીવનમાં ઊઠે છે, અને એનો ઉત્તર આપવો કેટલો બધો કઠિન લાગે છે ? અને છતાં, લોકો ઇતર જનોને માટે નહિ પણ પોતે પોતાને માટે એનો ઉત્તર શોધવા બેસે ત્યારે એ પ્રશ્નો કેટલા બધા સાદા અને સરળ બની જાય છે ? ઇતર જનોના સંબંધમાં તો આપણને અમુક કાર્યની ઇષ્ટાનિષ્ટતાનો અમુક ચડતો ઊતરતો ક્રમ જ વધુમાં વધુ માલૂમ પડે; જેમકે, કોઇ વયોવૃદ્ધ પુરુષ વેશ્યાના સંગમાં લપટાય તો એ અનહદ ઘૃણાપાત્ર ગણાય, પણ જો કોઈ યુવાન પુરુષ એમ કરે તો એ ઓછું ઘૃણાપાત્ર ગણાય. કોઇ વયોવૃદ્ધ પુરુષ પોતાની પત્ની સાથે વિષયસેવન કર્યા કરે, તો એ ઘૃણાપાત્ર કહેવાય, છતાં કોઇ જુવાન પુરુષ વેશ્યા સાથે વિષયસેવન કર્યા કરે એના કરતાં એ ઓછું ઘૃણાપાત્ર કહેવાય. ને કોઇ જુવાન પુરુષ પોતાની પત્ની સાથે વિષયસેવન કરે તો એ એના કરતાં પણ ઓછું ઘૃણાપાત્ર લેખાય, જો કે એ સંજોગોમાં પણ એવી વિષયપરાયણતા અરુચિકર તો છે જ. ઇતર જનોના વર્તન સંબંધમાં આવો ચડતો ઊતરતો ક્રમ

છે, અને આપણે સૌ, ખાસ કરીને અવિકૃત ને નિર્મળ માનસવાળાં બાળકો ને જુવાનો, એ વાત ભલી ભાતે જાણીએ પણ છીએ; પરંતુ આપણા પોતાના સંબંધમાં હજી એક બીજી વાત વિચારવાની છે: દરેક અખંડ ચારિત્ર્યશુદ્ધિવાળાં સ્ત્રીપુરુષના હૃદયમાં એવું ભાન સતત રીતે જાગ્રત હોય છે, જો કે હાલના કેટલાક મિથ્યાવાદો એને ઝાંખું કરી નાખવા મથે છે છતાં એ ભાન જાગ્રત હોય છે, કે વિશુદ્ધિ એ અમૂલ્ય વસ્તુ છે, એનું રક્ષણ કરવાની પોતાને સદા કાળજી હોય છે, અને કોઇ પણ સંયોગોમાં એ ખંડિત થાય ત્યારે પોતાને પારાવાર ગ્લાનિ અને લજ્જા પેદા થાય છે. અંતરાત્માનો અવાજ સ્પષ્ટ રીતે કહ્યા કરે છે કે એવો ભંગ એ અધર્મ્ય પાતકરૂપ અને લજ્જાસ્પદ છે. અલબત્ત, આનો આધાર હૃદય અને બુદ્ધિની જાગૃતિ કેટલી થઇ છે તેના ઉપર રહે છે ખરો.

જગતમાં જો કે શૃંગારપ્રસંગોને, સેફ્ટી વાલ્વને ખોલી નાખી વરાળને બહાર નીકળી જવા દેવાની ક્રિયા જેવા ઇષ્ટ ને હિતકર ગણવામાં આવે છે, પણ ઈશ્વરદૃષ્ટિએ તો યથાર્થ સત્યમય જીવન ગુજારવું, પોતાની બુદ્ધિઆદિ શક્તિઓનો ઈશ્વરપ્રીત્યર્થ વિનિયોગ કરવો, અર્થાત્ માનવબાન્ધવોના અને તેમાં પણ સૌથી નિકટવર્તી એવી પોતાની પત્નીના અંતરમાં વસી રહેલા આત્મા પ્રત્યે પ્રેમભાવ રાખવો, અને એને પોતાની વિષયતૃપ્તિના સાધનરૂપ બનાવી એની સત્યગ્રહણની શક્તિને કુંઠિત કરી ન દેતાં સત્યગ્રહણના કાર્યમાં એને સહાયરૂપ થવું, અને એ રીતે વરાળને બહાર ચાલી જતી અટકાવી એનો ક્રિયાનુષ્ઠાનમાં યોગ્ય ઉપયોગ કરવો, એ જ ઇષ્ટ ને હિતકર છે.

"પણ એમ તો પછી માનવજાતનો અંત આવવાનો."

પહેલી વાત તો એ કે વિષયપ્રવૃત્તિથી વિમુખ રહેવા લોકો

ગમે તેટલા પ્રયત્નપૂર્વક મથશે, તોપણ આવશ્યક હશે ત્યાં સુધી સેક્ટી વાલોનું અસ્તિત્વ રહેવાનું જ, અને એ રીતે સંતાનોત્પાદન થયાં જ કરવાનું. વળી, આપણે જૂઠું શા સારુ બોલવું? વિષયપ્રવૃત્તિનો આપણે જ્યારે બચાવ કરીએ છીએ ત્યારે શું ખરેખર આપણે માનવજાતિના સાતત્ય માટે ચિંતાતુર હોઇએ છીએ? આપણે તો એ વખતે આપણને મળતા આનંદનો જ વિચાર કરીએ છીએ. તો પછી આપણે એ જ હકીકત કહેવી જોઇએ. માનવજાતનો અંત આવવાનો? માનવપ્રાણી નામશેષ થઇ જવાનું? અરર! શો ભયાનક ઉત્પાત! પણ પ્રલયપૂર્વેના છેક પ્રાચીન કાળનાં પ્રાણીઓ નામશેષ થઇ જ ગયાં છે, ને માનવપ્રાણી પણ (આપણે જો અનાદ્યનન્ત–નિરવધિ–દિક્કાલાદિની દૃષ્ટિથી વિચાર કરીએ તો) અવશ્ય નામશેષ થઈ જવાનું. ને ભલેને થતું. જ્યાં સુધી સાચું જીવન, ભૂતમાત્ર પ્રત્યેનો શુદ્ધ પ્રેમ નાશ ન પામે ત્યાં સુધી છેક આદિકાળની 'ઇક્થિઓસોરસ' કે એવા કોઇ અત્યારે કાલ્પનિક લાગતા પ્રાચીનકાલીન પ્રાણીની જાતિ નાબૂદ થવાથી જેમ મને શોક થતો નથી તેમ બેપગા માનવપ્રાણીની જાતિ નાબૂદ થવાથી પણ મને લેશમાત્ર પણ શોક થવાનો નથી. અને વિષયાનંદનો ત્યાગ કરવાથી માનવજાતિ નાબૂદ થાય તો આવો ભૂતમાત્ર પ્રત્યેનો પ્રેમ નાશ તો નહિ પામવાનો, પણ એટલે સુધી તે વૃદ્ધિ પામવાનો કે જેઓ આવા સત્ય પ્રેમભાવનો અનુભવ કરતાં હશે તેવાં પ્રાણીઓને માનવજાતિનો વંશવેલો ચાલુ રાખવાની પછી જરૂર જ નહિ જણાય.

પાર્થિવ પ્રેમ—દેહવાસના—ની આવશ્યક્તા હોય તો તે એટલી જ છે કે, એ દ્વારા માનવી ઉત્તરોત્તર વિકાસ પામતું પામતું આખરે ઉપર દર્શાવ્યું એવું ઉચ્ચતર સ્વરૂપ ધારણ કરી શકે એવો જે સંભવ રહેલો છે તેનો સદંતર નાશ ન થાય.

જેમ આવ્યા એમ ધસડી મારેલા વિચારોના ખીચડા જેવું આ લખાણુ વાંચશો એટલે મેં શું કહેવા ધારેલું અને કહી શકત છતાં નહિ કહેલું, એની તમે અટકળ કરી શકશો. આ સઘળા વિચારો અત્યારે એકાએક સ્ફૂરી આવ્યા છે એવું કંઈ નથી, મારા અનુભવ અને જાગ્રત વિચારજીવનમાંથી એ ઉદ્ભવ પામ્યા છે, અને ઈશ્વર જો અવસર આપશે તો ભવિષ્યમાં એનું સ્પષ્ટ અને તાદશ નિરૂપણુ કરવા યત્ન પણુ કરીશ.

૪૪

**પશુઓ** તો સંતાનોત્પાદન શક્ય હોય ત્યારે જ વિષયસેવનની છૂટ લે છે. પણુ માનવી, આપણે બધાં છીએ એવું અશુદ્ધ માનવી, તો સદા વિષયસેવન કર્યા કરે છે અને એ આવશ્યક છે એવો વાદ પણુ એણે તો ઊભો કર્યો છે. અને વિષયસેવનની આવશ્યકતાના આ ઊભા કરેલા વાદને જોરે સગર્ભાવસ્થા તેમ સ્તનપાનકાળ દરમિયાન પણુ માતૃત્વના કાર્ય ઉપરાંત સાથે સાથે પોતાની પ્રેયસીનું પણુ સત્ત્વશોષક અને પ્રકૃતિવિરોધી કાર્ય બજાવવાનું સ્ત્રીને સમજાવી માનવી એને બરબાદ કરી મૂકે છે. આ પ્રકારની માગણી કરીને સ્ત્રીની પ્રકૃતિમાં રહેલી બુદ્ધિસંપતિને આપણે જ બરબાદ કરી મૂકી છે. ને છતાં આપણે એની બુદ્ધિહીનતાની ફરિયાદ કરવા બેસીએ છીએ અથવા તો પુસ્તકો ને વિદ્યાપીઠો દ્વારા એનો વિકાસ સાધવા જઈએ છીએ. હં, ખરી વાત તો એ છે કે માનવપ્રકૃતિનાં જેટલાં જેટલાં પશુ સમાન લક્ષણો છે, માનવીમાં જેટલી જેટલી પાશવ વસ્તુઓ કે ક્રિયાઓ ચાલુ છે, તે સઘળાંમાં બુદ્ધિપૂર્વક જાગ્રત પ્રયાસ કરીને માનવીએ પશુની ભૂમિકાએ પહોંચવાનું છે, પશુઓ આપોઆપ

પાળી રહ્યા છે તે નિયમોનું પાલન કરવા જેવી સ્થિતિ પ્રાપ્ત કરવાની છે. જ્યારે વાસ્તવ સમજશક્તિનો ઉદય થાય છે ત્યારે આ વસ્તુ સ્વયમેવ સિદ્ધ થાય છે. એવી સમજશક્તિનો ઉદય ન થયો હોય ત્યાં સુધી તો માનવીની બુદ્ધિનો ઉપયોગ એની પાશવસંપત્તિને વિકૃત કરવામાં કે બહેકાવવામાં જ થાય છે.

## ૪૫

સ્ત્રી-પુરુષ વચ્ચેના કામસંબંધનો પ્રશ્ન—એ કામસંબંધ કેટલે અંશે વિહિત કે ધર્મ્ય ગણી શકાય એ બાબતનો પ્રશ્ન—એ સંપત્તિના પ્રશ્ન પેઠે ક્રિશ્ચિયાનિટીના આચારધર્મનો એક અતિ મહત્ત્વનો પ્રશ્ન છે, અને તેથી મારા મનમાં એ સતત રીતે ઘૂંટાયા કરે છે. ને, વગર કહ્યે સમજી લેવાનું છે કે આ પ્રશ્નનો નિર્ણય પણ સુવાર્તામાં કરવામાં આવેલો, પણ અન્ય બાબતોમાં બને છે તેમ આમાં પણ એવું બન્યું છે કે જિસસે કરેલા નિર્ણયથી આપણું જીવન ને આચરણ એટલું બધું વિદૂર હતું કે ક્રાઇસ્ટના એ નિર્ણયનો વ્યવહારમાં આપણે અમલ કરવા અશક્ત નીવડ્યા છીએ; એટલું જ નહિ, પણ એનો અર્થ સમજવા જેટલી પણ આપણામાં શક્તિ નથી. મેથ્યુ ૧૯, ૧૧-૨ માં કહ્યું છે: "પણ તેણે એમને કહ્યું, સઘળાં મનુષ્યો આ ઉપદેશનો સ્વીકાર કરી શકે નહિ, માત્ર જેમને એનો આદેશ મળ્યો હોય તે જ એનો સ્વીકાર કરી શકે, કેમકે જગતમાં કેટલાક નપુંસકો એમની માતાના ગર્ભમાંથી જ નપુંસકરૂપે જન્મેલા હોય છે, ને બીજા કેટલાક નપુંસકો એવા હોય છે કે જેમણે ઈશ્વરી રાજ્યને ખાતર પોતાને સ્વેચ્છાથી નપુંસક બનાવ્યા હોય છે. એટલે જેનામાં આ સ્વીકારવાની શક્તિ હોય તે આનો સ્વીકાર કરે."

માણસ જો પૂછતો હોયઃ 'વિષયવાસનાના સંબંધમાં મારે શું કરવું?' 'મારું સાધ્ય મારે શું રાખવું?' 'આપણી અત્યારની ભાષામાં કહીએ તો માનવીનો આદર્શ શો છે?' તો નિઃશંક, આ પરિચ્છેદ, આટલી બધી વાર અને આટલી ખોટી રીતે જેનો અર્થ કરવામાં આવ્યો છે તે આ પરિચ્છેદ એક ને અસંદિગ્ધ વાત સૂચવે છે કે, આવા પ્રશ્નોનો જિસસનો ઉત્તર એ છે કે ઇશ્વરી રાજ્યને અર્થે નપુંસક બનવું. જે આટલું સિદ્ધ કરશે તે ઉચ્ચતમ આદર્શને સિદ્ધ કરશે. ને જે મનુષ્ય આ વસ્તુ સિદ્ધ ન કરે તેને માટે પણ એ સિદ્ધ કરવાની દિશામાં મથવું એ હિતકારક થઈ પડશે. જેનામાં શક્તિ હોય તેણે આ આદેશનો સ્વીકાર કરવો.

મને લાગે છે કે માનવીના શ્રેયને ખાતર સ્ત્રી ને પુરુષ ઉભયે પૂર્ણ બ્રહ્મચર્યપાલન અર્થે મથવું જોઇએ, અર્થાત્ એમણે સર્વાત્મના સાચા હૃદયથી બ્રહ્મચર્ય પાળવા યત્ન કરવો જોઇએ, એટલે પછી પરિણામે એમનું જીવન વાસ્તવિક રીતે જે પ્રકારનું હોવું ઘટે તે પ્રકારનું આપોઆપ બની જશે. આપણે જો લક્ષ્યવેધ કરવો હોય તો લક્ષ્યની પણ પેલી પાર નિશાન તાકવું જોઇએ. એમ ન કરતાં આપણે અત્યારે કરીએ છીએ તેમ માણસ જો વિષયતૃપ્તિને અર્થે મથે, પછી ભલેને એ વિષયતૃપ્તિ લગ્નમર્યાદામાં રહીને કરવા મથે, તો પણ એવા વર્તનથી એ અનિવાર્ય રીતે નિષિદ્ધાચાર કે ભ્રષ્ટાચારમાં જ સરી પડવાનો. મનુષ્ય જો ઉદર અર્થે નહિ પણ આત્મા અર્થે જીવન ગુજારવાનો બુદ્ધિપૂર્વક યત્ન કરે તો પછી આહારવિષયમાં એનું વર્તન વાસ્તવિક રીતે જેવું હોવું જોઇએ તેવું થવાનું. પણ એને બદલે એ જો આગળથી જ પોતાને માટે સ્વાદિષ્ટ વાનીઓ તૈયાર કરવા લાગે, તો અચૂક તે નિષિદ્ધાચાર અને ભ્રષ્ટાચારમાં જ સરકી પડવાનો.

૪૬

......પરિણીત જીવન વિશે મેં ખૂબ વિચાર કર્યો છે અને અત્યારે પણ ખૂબ કરી રહ્યો છું. ને, કોઇ પણ વિષય ઉપર જ્યારે હું ગંભીરતાપૂર્વક વિચાર માંડું છું ત્યારે મારા સંબંધમાં સર્વદા બને છે તેમ અત્યારે પણ એ બાબતમાં બહારથી ઉત્તેજન ને મદદ મળી રહ્યાં છે.

ગયે પરમ દિવસે જ અમેરિકાથી મને એલિસ સ્ટોકહામ એમ. ડી. એ નામના સ્ત્રી–દાક્તરનું રચેલું પુસ્તક “ Tokology: A Book for Every Woman” ( પ્રસુતિશાસ્ત્ર: એકેએક સ્ત્રીને ઉપયોગી પુસ્તક ) મળ્યું. આરોગ્યની દૃષ્ટિએ એ બહુ સરસ ચોપડી છે, ને, ખાસ મહત્ત્વની બીના તો એ છે કે, એક પ્રકરણમાં એ આપણે જેના સંબંધમાં પત્રવ્યવહાર ચલાવી રહ્યા છીએ તે જ વિષયની ચર્ચા કરે છે, ને એ પ્રશ્નનો આપણા જેવો જ નિર્ણય પ્રકટ કરે છે, એ પણ વગર કહ્યે તમે સમજી શકશો. માણસ જ્યારે અંધારામાં અટવાયા કરતો હોય ત્યારે પોતાનાથી ઘણા કદમ આગળ આગળ જ્યારે પ્રકાશ એની નજરે પડે ત્યારે એને બહુ આનંદ થાય છે. અંગત સ્વાભિમાનની દૃષ્ટિએ, માત્ર મને એટલો ખેદ થાય છે ખરો કે, મેં મારું જીવન જાનવર જેવું ગાળેલું, અને હવે જે થઇ ગયું તે કોઇ રીતે ન થયું થઇ શકે એમ નથી, ને આ ખેદ થવાનું મુખ્ય કારણ એ છે કે લોકો કહેવાનાં કે ‘ તારા જેવા ઘરડા મરણકિનારે બેઠેલા માણસને એ બધું બોલવાનું ઠીક સૂઝે છે, પણ તેં પોતે તો જુદી જ જાતનું જીવન ગાળેલું. ઘરડાં થઇશું ત્યારે તો અમે ય તારા જેવું જ કહેવાનાં.’ પાપની મુખ્ય શિક્ષા આમાં જ રહેલી છે કે માણસને

પછી એમ લાગ્યાં કરે છે કે ઈશ્વરના આદેશનો પ્રચાર કરવાને, પતિત અને ભ્રષ્ટ થએલ હોવાથી, પોતે યોગ્ય સાધન કે વાહનરૂપ બની શકે એમ નથી. પણ છતાં એટલું આશ્વાસન રહે છે કે મારું તો જે થયું તે થયું, પણ બીજાંઓ તો વાસ્તવિક રીતે જેવાં હોવાં જોઇએ તેવાં જ થશે. એવા થવામાં ઈશ્વર તમને અને બીજાંઓને સહાય થાઓ !

૪૭

પેલા 'અનુલેખ' સાથે સંબંધ ધરાવતા બીજા જે અનેક વિચારો મને આવે છે તેમાં એક એ છે કે પૂર્વે લગ્નનો અર્થ તો બૈરીને ભોગ્ય મિલકત તરીકે પકડી આણવી કે હાથ કરવી એટલો જ હતો. વળી સ્ત્રી સાથેનો સંબંધ એ વખતે યુદ્ધ ને અપહરણદ્વારા પણ બાંધવામાં આવતો. તે પછી અંતઃપુરો કે ઝનાનાની સંસ્થાદ્વારા પુરુષે સ્ત્રીનું શું થશે તેનો વિચાર કર્યા વિના પોતાની વિષયવાસના તૃપ્ત કરવાની ગોઠવણ કરી. પછી અનેકને બદલે એક જ સ્ત્રીને પરણી શકાય એવી પ્રથા પડવાથી બૈરીઓની સંખ્યા ઘટી ખરી, પણ પત્ની પ્રત્યેના વલણ કે એની સાથેના સંબંધમાં કશો ફેરફાર થયો નહિ. આ વિષયમાં સાચો સંબંધ તો અત્યારે પ્રવર્તે છે તેથી બરાબર ઊલટા જ પ્રકારનો હોવો જોઇએ. પુરુષની સ્થિતિ એવી છે કે એ સદાએ વિષયસેવનને માટે સામર્થ્યવાન હોય છે તેમ સદાએ વિષયવિમુખ પણ રહી શકે એમ છે. પણ સ્ત્રીને, તેમાંએ ખાસ કરીને પરિણીત સ્ત્રીને, તો એની સ્ત્રીપ્રકૃતિ જ્યારે સામાન્ય નિયમ અનુસારે સર્જનકાર્ય માગી લે છે ત્યારે–અર્થાત્ દર બે વર્ષે લગભગ એકવાર—વિષયવિમુખ રહેવું એ પુરુષ કરતાં ઘણું વિશેષ કષ્ટદાયક લાગે છે. એટલે વિષયતૃપ્તિની માગણી કરવાનો

સ્ત્રી ને પુરુષ એ બેમાંથી કોઈ એકને જ જો અધિકાર હોય તો તે કોઇ રીતે પુરુષને નહિ પણ સ્ત્રીને જ છે. સ્ત્રી વિષયસેવનની માગણી કરી શકે, કેમકે એને કંઇ પુરુષની પેઠે એ કેવળ ક્ષણિક પ્રમોદની જ વસ્તુ નથી, પણ ઊલટી એ તો દુઃખ, ભવિષ્યના દુઃખની ચિંતા—હાડમારી, વેદના ને કષ્ટ એ સઘળાં—ને હાથે કરીને વહોરી લેવા જેવું કાર્ય છે. એટલે મને લાગે છે કે આપણો લગ્ન સંબંધી ખ્યાલ આવો હોવો જોઈએ: સ્ત્રીપુરુષનો યોગ પરસ્પરના આત્મા પ્રત્યેના પ્રેમમાંથી પ્રકટવો કે ઉદ્‌ભવવો જોઈએ; એમણે એ વખતે પરસ્પર કોલ આપવો જોઈએ કે એમને સંતતિ થાય તો પરસ્પર દ્વારા જ થાય; ને શૃંગારભોગની માગણી પુરુષ તરફથી નહિ પણ સ્ત્રી તરફથી થવી જોઇએ—સ્ત્રીની માગણી વિના શૃંગારપ્રવૃત્તિને અવકાશ ન હોય એવો નિયમ પળાવો જોઈએ.

૪૮

......પહેલી વાત તો એ કે તમારાં સંતાનોના જનક આગળ તમારે માગણી કે વિનવણી ન કરવી એવું માનવામાં તમારી ભૂલ થાય છે એમ મને લાગે છે. તમે લખો છો: 'એમ કરવાની મારી ઇચ્છા નથી, તેમ સ્થિતિ પણ નથી.' પણ જેમના યોગ દ્વારા સંતાનો જન્મ્યાં હોય તે સ્ત્રીપુરુષનો સંબંધ અવિયોજ્ય છે, પછી ભલેને એ સંબંધને ધાર્મિક વિધિ દ્વારા શાશ્વત કાળ માટે પુનિત કરવામાં ન આવેલ હોય તોએ શું ? એટલે મારો મત તો એ છે કે, તમારાં બાળકોનો જનક ગમે તેવી અવસ્થામાં હોય, તે પરણેલો હોય કે વાંઢો, ભલો હોય કે બૂરો, એણે તમારું અપમાન કર્યું હોય કે ન કર્યું હોય, એની અવસ્થા ગમે તેવી હોય છતાં, એનાં સંતાનો અને એની પત્નીની પોતાના જીવન વડે સેવા કરવાનો

એનો જે ધર્મ છે તે જો એ વીસરી ગયો હોય તો, તમારે તો માગણી, વિનવણી આદિથી એને ઢંઢોળી એનો ધર્મ એને દર્શાવી દેવો જ જોઇએ. ઉત્તરમાં એ કદાચ કેવળ ઉપેક્ષા જ નહિ પણ તિરસ્કાર દર્શાવે ને અપમાન કરે, છતાં તમારી તો ઇશ્વર પ્રત્યે, તમારી જાત પ્રત્યે, તમારાં બાલકો પ્રત્યે ને સૌથી વિશેષ તો ખુદ એ માણસ પ્રત્યે એ ફરજ જ છે, કે પોતાના કર્તવ્યનું પાલન કરવા—એના પોતાના જ હિતને ખાતર પાલન કરવા—એને યાદ આપવું, વિનવવો, આજીજી કરવી–નમ્રતાથી, પ્રેમભરી રીતે છતાં આગ્રહપૂર્વક આજીજી કરવી–સુવાર્તામાંની પેલી વિધવાએ ન્યાયાધીશને કરી હતી એવી આજીજી કરવી. મારો આ સુવિચારિત ને નિખાલસ મત છે. તમને ઠીક લાગે તો એને અનુસરશો અથવા એની ઉપેક્ષા કરશો, પણ એ જણાવી દેવાની મને તો મારી ફરજ લાગી છે.

## ૪૯

**જેમના** વચ્ચે હૃદયનો મેળ કે આત્માનું ઐક્ય ન હોય એવાં પતિપત્નીનો કેવળ સ્થૂલ શારીરિક સંબંધ એ ઇશ્વરે પોતાના સત્યના પ્રચાર–વિસ્તાર અર્થે યોજેલાં અનેક સાધનોમાંનું એક સાધન છે. એ સ્ત્રી પુરુષ બન્ને જો દૃઢ પ્રકૃતિનાં હોય તો એમની કસોટી કરીને એવો સંબંધ એમનો આગળ વિકાસ સાધે છે, ને નિર્બળ પ્રકૃતિનાં હોય તો પરસ્પર જ્ઞાન આપી એમને કેળવે છે.

## ૫૦

**તમારો** પત્ર મળ્યો. તમારી આશંકાઓના સંબંધમાં યથાર્થ ઉત્તર આપી શકું તો મને આનંદ થાય. એવી આશંકાઓ

વારંવાર ઊભી થાય છે અને ખરેખર એનું નિરસન કરવું મુશ્કેલ છે.

જૂના કરારમાં તેમ સુવાર્તામાં એવું કથન છે કે પતિ અને પત્ની એ બે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ નથી, પણ એક અખંડ વ્યક્તિરૂપ જ છે, અને આ કથન સત્ય છે. સત્ય હોવાનું કારણ એ ઇશ્વરોક્ત હોવાની માન્યતા નથી, પણ બે વ્યક્તિઓનો જે સંયોગ સંતાનજન્મમાં પરિણમે તે સંયોગ આ બે વ્યક્તિઓને અન્ય સર્વ સંયોગોથી ભિન્ન એવી કોઈ અકળ રીતે એવી એકરૂપ બનાવી દે છે કે પછી અમુક અંશે એ વ્યક્તિઓ બે મટીને એક જેવી બની જાય છે, ને બાઇબલમાંનું એ કથન આ અસંદિગ્ધ ને સનાતન સત્યને ટેકો આપે છે, તેથી એ સત્ય છે.

અને તેથી મારો એવો મત છે કે આ એકાત્મ બની ગએલ યુગલ (અર્થાત્ પતિપત્ની ઉભયે ભેગાં મળીને) ધારે તો વિષય-વિમુખ બનવાનો—વિષયસેવનથી ઉપરત બનવાનો—યત્ન કરી શકે અને તેમણે એવો યત્ન કરવો પણ ઘટે. અને આ વિષયમાં એ યુગલમાં બેમાંથી જે એક જણ પ્રગતિશીલ પ્રકૃતિનું અને સંસ્કારી હોય તેણે પોતાની રહેણીકરણીની સાદાઈ, પોતાના આત્મનિગ્રહના દૃષ્ટાંત અને પોતાની સમજાવટ એવા એવા અનેકમાંથી બને તે ઉપાયો વડે પોતાના લગ્નસખાને પલાળી પોતાના મત ભણી વાળવા મથવું ઘટે. પણ જ્યાં સુધી એ બન્ને જણની ઇચ્છાની એકવાક્યતા ન થાય ત્યાં સુધી તેમના સંયુક્ત આચારમાં થતાં પાપો કે સ્ખલનોનો બોજો તેમણે સાથોસાથ જ ભોગવવો જોઇએ.

મનોવિકારોથી ઘસડાઈ જવાને લીધે ઘણી વાર આપણે આપણી ઉચ્ચતર પ્રકૃતિને અત્યંત અરુચિકર તથા આપણી સદ્-સદ્‌વિવેકબુદ્ધિના આદેશથી છેક જ વિરુદ્ધ એવાં કામો કરી બેસીએ છીએ, તેવી જ રીતે લગ્નજીવનમાં જો આપણે આપણી

જાતને પૃથક્‌રૂપે ન ગણતાં, પરિણીત યુગલરૂપ સંયુક્ત વ્યક્તિના અર્ધાંગ જેવી ગણતા હોઇએ, તો આવા સંજોગોમાં આપણા લગ્નસંબંધને ખાતર આપણે કરવાં પડતાં અરુચિકર કામો—એ, આપણી વ્યક્તિગત વિવેકબુદ્ધિને અરુચિકર હોય છતાં આપણે ઘણી વાર કરવાં પડે છે તેવાં કામો જેવાં આપણને લાગવાં જોઇએ. આમાં મુદ્દાની ને સ્મરણમાં રાખવાની વાત ફક્ત એટલી છે કે વ્યક્તિગત પ્રલોભનોની પેઠે આવાં યુગલગત પ્રલોભનોની બાબતમાં પણ આપણે એક ક્ષણ પણ પાપને અન્યથા ન જોવું કે ગણવું જોઇએ,—અર્થાત્ એવા સંજોગોમાં થતું કાર્ય અપરિહાર્ય હોય છતાં એને પાપરૂપે જ આપણે ગણવું જોઇએ, અને તેથી એવા પાપથી વિદૂર રહેવાના આપણા યત્નો તો સદાએ ચાલુ જ હોવા જોઇએ.

આપણો આત્મા તો પરમાત્માના પ્રતિબિંબ ને પ્રતીકરૂપ છે. એ આત્મા તરફ આપણી કેટલીક ફરજો રહેલી છે, એટલે માણસે પોતાના શરીરને અભડાવા ન દેવું જોઇએ એમ જે તમે કહો છો એ વાત સાચી છે. પણ જ્યાં સંતાનજન્મ થએલ હોય અગર શક્ય હોય એવા દાંપત્યસંબંધને એ વાત લાગુ પડતી નથી. સંતાનજન્મ અને એ જન્મેલાં સંતાનોના ઉછેર તથા લાલન-પાલનનું કાર્ય આવા કામસંબંધમાં રહેલી મોટા ભાગની અનિષ્ટતા તથા જવાબદારી ઓછી કરી નાખે છે, અને વળી એ કાર્યો સગર્ભાવસ્થા તથા સ્તનપાનકાળના લાંબા ગાળાઓ દરમિયાન પતિપત્નીને વિષયસેવનમાંથી છૂટકારો પણ અપાવે છે.

સંતાનજન્મ એ વસ્તુ ઇષ્ટ છે કે અનિષ્ટ એ વિશે ચર્ચા કરવાનું કામ આપણું નથી. વિશુદ્ધિના ભંગરૂપ પાપને માટે આ

પ્રકારનું પ્રાયશ્ચિત્ત યોજનાર પરમાત્મા પોતાની એ પ્રકારની યોજનાનું રહસ્ય સારી રીતે જાણતો હતો.

અને—મારા શબ્દો તમને અરુચિકર લાગે તો મને માફ કરશો—તમે જે એમ કહો છો કે સંતાનજન્મ તમને વિશેષ ને વિશેષ વ્યાકુળ કરે છે, એમાં તો તમે તમારા ચારિત્રનાં ભાવ-શૂન્યતા—લાગણીહીનતા—અને ગર્વિષ્ઠતા એ લક્ષણોને જ વ્યક્ત કરો છો. આપણે જીવીએ છીએ એ કંઈ લહેર મારવા કે તાજા-માજા ને ખુશમિજાજ રહેવા નથી જીવતા, પણ આપણને સોંપાએલું કર્તવ્ય બજાવવા આપણે જીવીએ છીએ, અને આ કર્તવ્ય તે, વિશુદ્ધિપ્રાપ્તિની દિશામાં તમે જો તમારા પતિ કરતાં મોખરે હો, તો તમારા આંતરજીવનનાં અન્ય સર્વ મહત્ત્વનાં કાર્યો ઉપરાંત—તમારા આધ્યાત્મિક જીવનની પ્રગતિને અંગે આવશ્યક એવી સર્વ ક્રિયાઓ ઉપરાંત—એ છે કે, તમારા પતિને એ વિશુદ્ધિપ્રાપ્તિની દિશામાં આગળ ને આગળ વધવામાં તમારે સહાય રૂપ થવું, ને તમે પોતે જ ચારિત્રશુદ્ધિ ને ઉદાત્તતાનાં સઘળાં આવશ્યક લક્ષણો સિદ્ધ ન કર્યાં હોય તો એ સિદ્ધ કરવાનો જેમને માટે હજુ સંભવ રહેલો છે એવાં બાળકો સંસારને આપવાં.

વળી, પરિણીત વ્યક્તિઓ વચ્ચે અમુક પ્રકારના સંબંધો પ્રવર્તતા હોય તો સ્પષ્ટ છે કે, લગ્નથી જોડાએલી ઉભય વ્યક્તિએ એમાં ભાગીદાર થવું જોઇએ. આ બે વ્યક્તિમાંથી એક વ્યક્તિ જો વિશેષ આવેશયુક્ત કે વિકારયુક્ત હોય તો તેની સરખામણીમાં બીજી વ્યક્તિને એમ પણ લાગે કે પોતે સર્વથા વિકારમુક્ત ને વિશુદ્ધ છે, પણ વાસ્તવિક રીતે એ વાત સાચી હોતી નથી.

તમારી બાબતમાં પણ એ વાત ખોટી છે, એમ મારું માનવું છે. સામાનું પાપ તરત નજરે ચઢી જાય એવું છે એટલે જ

એની પાછળ ઢંકાઇ રહેલું તમારું પાપ તમે જોઈ શકતાં નથી. આ સંબંધમાં તમે જો સર્વથા વિકારમુક્ત ને વિશુદ્ધ હોત, તો તમારો પતિ પોતાની વાસનાતૃપ્તિને માટે ક્યાં જાય છે એ વિશે તમે વિશેષ ઉદાસીન રહેત—એટલે કે એ વિશે ઓછાં વહેમી ને ઇર્ષ્યાળુ બનત—અને એની નબળાઈ જોઈ તમને એના પ્રત્યે કેવળ દયાભાવ જ થાત. પણ હકીકત એમ નથી.

એટલે તમારે શું કરવું એ સંબંધમાં તમે મારી વ્યવહારિક સલાહ માગો તો હું તો એમ જ કહું કેઃ તમારા પતિનું ચિત્ત જ્યારે વિશુદ્ધ પ્રેમમય અવસ્થામાં હોય ત્યારે એ સમયની સર્વોત્તમ પળનો ઉપયોગ કરી આવું વિષયસેવન તમને કેવું કષ્ટકર ને દુઃખદાયક લાગે છે અને એમાંથી મુક્ત થવાને કેટલી ઉત્સુકતાથી તમે ઇચ્છો છો એ તેને તમારે જણાવવું. વિશુદ્ધિ એ ઇષ્ટ વસ્તુ છે, એ બાબતમાં એ જો (તમે લખો છો તેમ) તમારી સાથે એક-મત ન થાય અને આગ્રહ કરે તો તમારે તેની ઇચ્છાને આધીન થવું; અને જો તમને સંતતિ થાય, થાય એવી તમારી ઇચ્છા હોવી જોઈએ, તો શિશુજન્મ પૂર્વે તેમ સ્તનપાનકાળ દરમિયાન બધો વખત તમને વિષયસેવનમાંથી મુક્તિ મળે એવી તમારા પતિને તમારે વિનંતિ કરવી. ને પુનઃ પણ જરૂર પડે તો તમારા પતિની ઇચ્છાને પાછા વળી અધીન થવું, અને એનું શું પરિણામ આવશે એની ચિંતામાં ન પડવું.

એને પરિણામે તમારું, તમારા પતિનું, અને તમારાં બાળકોનું શુભ જ થવાનું છે; કેમકે આ પ્રમાણે વર્તવામાં અંગત સુખશાન્તિ કે નિવૃત્તિ પ્રાપ્ત કરવાનો નહિ પણ ઈશ્વર તમારી પાસેથી જે કર્તવ્ય માગી રહ્યો છે તે સફળ કરવાનો તમારો હેતુ હોય છે.

મેં કશું અનુચિત કહ્યું હોય તો ક્ષમા કરજો. મેં તો આ પ્રશ્નના સંબંધમાં મારા જીવનના અનુભવને તેમ વિચારણાને અંતે મને જે લાગ્યું તે ઈશ્વરને માથે રાખીને દર્શાવવાનો જ યત્ન કર્યો છે.

૫૧

**સીવતાં** સીવતાં દોરામાં ગૂંચ પડી ગઈ હોય તો તે ફેલડું (રીલ) દોરાની પડી ગએલી એકે એક આંટી કાઢવા નિયમિત રીતે ફરે ત્યારે જ જેમ ઉકેલાય તેમ પોતાના પતિ કે પત્ની સાથેના સંબંધમાં કંઇ કપરી ગૂંચ પડી હોય તો તે કેવળ નમ્રતાપૂર્ણ અને અધીનતામય આચરણથી જ ઉકેલી શકાય.

૫૨

......તે પોતાના પરિણીત જીવનથી અસંતુષ્ટ થયો હોય ને પોતાના એ ધર્મ્ય કાર્યથી ખિન્ન બન્યો હોય એમ લાગે છે. ઈશ્વર કરે ને એવું ન હોય ! ખાતરીથી માનજો કે, સ્વભાવથી જ શુભ એવી કોઇ પણ બાહ્ય પરિસ્થિતિઓ હોતી જ નથી. દેવાંગના સાથે પરણેલો બેવકૂફ અને ડાકણ સાથે પરણેલો કોઇ ભિન્ન સ્વભાવનો પુરુષ એ બન્ને સરખા અસંતુષ્ટ હોય છે. અને લગ્ન-વિષયમાં અસંતુષ્ટ થએલા (સૌએ અસંતુષ્ટ જ હોય છે) ઘણા, ઘણા શું લગભગ સઘળા, એમ માને છે કે પોતાના કરતાં વિશેષ દુઃખમય સ્થિતિ જગતમાં અન્ય કોઇની નહિ હોય. એટલે સરવાળે જુઓ તો સૌની સ્થિતિ સરખી જ છે.

## ૫૩

**સ્ત્રીને** તું જો પ્રમોદસાધન—ભોગ્ય પદાર્થ—તરીકે જોતો હોઇશ—પછી ભલેને એ તારી પરણેતર હોય, તો, અને તારી પરણેતર હોય તો તો ખાસ, તું વ્યભિચાર કરે છે એ ધ્યાનમાં રાખજે. સૌએ મજૂરી કરવાની છે એ આદેશના અનુવર્તનના સંજોગોમાં—જ્યારે જાતમહેનતનું જીવન લોકો ગુજારતા હોય ત્યારે—લગ્નજીવનના વિષયસેવનમાં, જીવતાં પોતાના કામમાં મદદ કરે અને મર્યા પછી એ કામ ઉપાડી લે એવી વ્યક્તિ મેળવવાનો અંગત નહિ પણ બિનંગત એવો હેતુ રહેલો હોય છે, પણ જ્યાં ભૌતિક સુખવૈભવની રેલંછેલ ચાલી રહી હોય એવા સંજોગોમાં એવું વિષયસેવન કેવળ ભ્રષ્ટાચાર જ છે.

## ૫૪

**માળીની** બૈરીએ વળી પાછું એક બચ્ચું જણ્યું. પેલી ઘરડી સુયાણી આવી અને ફરી પાછી બચ્ચાને કોણ જાણે ક્યાં લઇ ગઇ.

સૌના ગુસ્સાનો પાર નથી. બચ્ચું જન્મે જ નહિ એવા ઉપાયો લેવામાં કોઇને વાંધો નહોતો. પણ આ કામા ઉપર તો તેઓ પારાવાર ફિટકાર વરસાવી રહ્યા છે.

પેલી દાયણ પાછી આવી ને બચ્ચાને પણ સાથે લેતી આવી, એવી ખબર આજે જાણવામાં આવી. તે ગએલી ત્યારે રસ્તામાં એના જેવાં જ અન્ય બાળકો લઇને જતા લોકોનો એને સંગાથ થએલો. આવા એક બાળકના મોંમાં છેક આઘે સુધી કૃત્રિમ ટોટી

કોઈકે ઘોંચી હતી. બાળકે તે ગળા સુધી ખેંચી એટલે તે ગૂંગળાઈને મરી ગયું. મોસ્કોના 'અનૌરસ બાલાશ્રમ'માં એક દહાડામાં આવાં પચીસ બાળકોને લઈ જવામાં આવેલાં. એમાંથી નવને, ગમે તો તેમાંનાં કેટલાક ઔરસ માલૂમ પડેલાં તેથી અથવા કેટલાંક અનરવાં હતાં તેથી દાખલ નહોતાં કરવામાં આવ્યાં.

ન— સવારે માળીની બૈરીને શિખામણ આપવા ગએલી. એ બૈરીએ પોતાના ધણીનો આવેશપૂર્વક બચાવ કર્યો ને કહ્યું, કે આવી ગરીબ હાલતમાં અને ભાવિ વિશેની અનિશ્ચિતતામાં મારાં બાળકોની સંભાળ રાખવાની મારામાં શક્તિ નથી. વળી એણે કહ્યું કે ધવરાવવાની મારામાં સંપત નથી. ટૂંકામાં, આ બધું એને અનુકૂળ નથી.

આ પ્રસંગ પૂર્વે થોડા જ સમય પર હું ત્રણ નધણિયાતાં બાળકોને ઝુલાવી રહ્યો હતો. સામાન્ય રીતે સર્વત્ર આવાં બાળકોનાં ટોળેટોળાં હવે જોવામાં આવે છે. એ બાળકો જન્મે ને ઊછરે છે તે દારૂડિયા, ચાંદી જેવા રોગથી પીડાતા જંગલી આદમી બનવા માટે જ.

અને લોકો તો માણસો અને બાળકોને બચાવવાની તેમ તેમનો વિનાશ સાધવાની સાથેલાગી વાતો કરી રહ્યા છે. પણ જંગલી ઓલાદને શા માટે જન્મ આપીને ઉછેરવી ? એમાં લાભ શો ?

આપણે એનો વિનાશ ન કરવો જોઈએ, તેમ એની ઉત્પત્તિ પણ ન અટકાવવી જોઈએ; પણ આપણે તો એ જંગલી આદમીઓને સુધારીને સંસ્કારી માનવી બનાવવા આપણી સઘળી શકિતનો ઉપયોગ કરવો જોઈએ. સાચું હિત આમાં જ રહેલું છે અને આવું કામ કંઈ કેવળ શબ્દોથી સિદ્ધ થતું નથી, પણ જીવનના દૃષ્ટાંતથી જ થાય છે.

## ૫૫

જો તેઓ પતિત થયાં હોય તો તેમણે જાણવું કે આ પાપનું પ્રાયશ્ચિત્ત એ જ છે કે (૧) તેમણે બન્નેએ સાથે મળીને પોતાની જાતને કામવાસનાની જાળમાંથી મુક્ત કરવી; અને (૨) ઈશ્વરની સેવા માટે નિર્માએલાં બાળકોને કેળવણી આપવી.

## ૫૬

મારાં વહાલાં મ૦ ને ન૦ તમારાં લગ્નથી મને અત્યંત આનંદ થયો. ઇશ્વર તમને સુખ, શાન્તિ અને પ્રેમ બક્ષે. એ ઉપરાંત બીજા કશાની તમને અગત્ય જ નથી. પણ પ્રિય મિત્રો, મને માફ કરજો, પરંતુ મારે કહ્યા વિના ચાલતું નથી કે બરાબર સાવચેત રહેજો, તમે બન્ને—ખીજવાટ ને જુદાઈની આદતો તમારા પરસ્પર પ્રત્યેના વ્યવહારમાં અજ્ઞાત રીતે પેસી ન જાય તેની ખાસ કાળજી રાખજો. દેહ અને આત્માની એકતા સિદ્ધ કરી સર્વથા એકરૂપ બની જવું એ રમતવાત નથી. એને માટે તો ખૂબ યત્નપૂર્વક સાધના કરવી પડે છે. પણ એમાં સફળ થવાય તો ફળ પણ પાછું એવું મોટું જ મળે છે. અને આ વસ્તુ સિદ્ધ કરવાના સંબંધમાં કહેવાનું કે, મને તો એક જ મુખ્ય ઉપાયનું જ્ઞાન છે, અને તે એ કે, દાંપત્યપ્રેમને લીધે પરસ્પર માનવપ્રાણી તરીકે જે માન ને પ્રેમ રાખવાં ઘટે તેની પળવાર પણ વિસ્મૃતિ કે ક્ષતિ ન થાય એ વાત ખાસ ધ્યાનમાં રાખવી. પતિપત્ની તરીકેનો સંબંધ ને વ્યવહાર બેશક હોવો જોઇએ, પણ એ સઘળાથી વિશેષ અગત્યની વાત તો એ છે કે, અપરિચિત વ્યક્તિ, અથવા

" પાડોશી " પ્રત્યે આપણે જે સંભાળભર્યું વર્તન ચલાવીએ છીએ તે તો સદા જાળવાવું જ જોઈએ—કારણ કે આવો વ્યવહાર એ સર્વ પ્રકારના સંબંધોમાં આધારભૂત કીલકરૂપ છે.

૫૭

**એકબીજા** પરની આસક્તિને બળવાન ન બનાવ્યા કરો, પણ અથડાઅથડીના પ્રસંગો ન ઊભા થાય એટલા માટે પરસ્પર સાથેના વ્યવહારમાં અખંડ જાગ્રતિ અને સૂક્ષ્મ ભાવક્ષમતા (sensitiveness)ને પોતાનામાં જેટલું સામર્થ્ય હોય તે સઘળાનો ઉપયોગ કરીને બળવાન બનાવ્યા કરો. આ એક ભયંકર આદત છે. પતિ-પત્ની વચ્ચે હોય છે તેવો નિકટનો અને અનેકવિધ સંબંધ અન્યત્ર ક્યાંએ હોતો નથી, અને એ જ કારણે, જેમ આપણે આપણા શરીરનું ભાન ભૂલી જઇએ છીએ તેમ પતિપત્ની વચ્ચેના આ નિકટ સંબંધનું પણ આપણે ભાન ભૂલી જઈએ છીએ—તે વિશેના વિચાર કે તેની અસ્મિતા એ સઘળું વીસરી જઈએ છીએ, ને આવી વસ્તુસ્થિતિમાંથી જ બધો હોળો જાગે છે.

૫૮

**પરિણીત** યુગલને નવલકથાઓમાં વર્ણવવામાં આવે છે તેવું તેમ દરેક માનવહૃદય વાંછે છે એવું સુખ મળે એટલા માટે પતિપત્ની વચ્ચે દૃષ્ટિ, વિચાર વગેરે વિષયમાં ઐક્ય હોય એ આવશ્યક છે; પણ આવું ઐક્ય તો ત્યારે જ સંભવે, કે જ્યારે

પતિપત્ની ઉભય જીવન તેમ જગત વિશે એક જ પ્રકારની દૃષ્ટિ ધરાવતાં હોય. (બાળકોના સંબંધમાં આ પ્રકારના ઐક્યની ખાસ અગત્ય છે.) અને પતિપત્ની ઉભય જીવન વિશે એક જ પ્રકારની દૃષ્ટિ ધરાવે, એ બન્ને બુદ્ધિની સમાન ભૂમિકા ઉપર જ ઊભેલાં હોય, એવો યોગ તો ઝાડનું એક પાંદડું બીજા પાંદડાને બધી બાબતમાં બરાબર મળતું આવે એવા યોગ જેવો અત્યંત વિરલ જ છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પરિણીત વ્યક્તિઓમાંથી એક જણુ–પુરુષ કે સ્ત્રી–પોતાની બુદ્ધિને પોતાના સહચર કે સહચરીની બુદ્ધિને અધીન બનાવે ત્યારે જ એમની વચ્ચે વિચારનું ઐક્ય શક્ય બને છે અને ત્યારે જ એમના જીવનમાં સુખની પ્રાપ્તિ સંભવે છે.

ને અહીં એક મહામુશ્કેલી ઊભી થાય છે: જેનાં વિચાર–બુદ્ધિ ઉચ્ચતર કક્ષાનાં હોય તે પુરુષ કે તે સ્ત્રી, જાતે ગમે તેટલી ઇચ્છા ધરાવે તોપણ, પોતાનાથી ઊતરતી કક્ષાનાં વિચાર બુદ્ધિ ધરાવનાર સ્ત્રી કે પુરુષને અધીન બની કે રહી શ કે ન હિ. વિચારની એકતાને ખાતર માણસ ભૂખ્યું રહી શકે, ઉજાગરો કરી શકે, ક્યારાઓ ખોદી શકે અને એવું બીજું ઘણું કરી શકે, પણ પોતે જેને દુષ્ટ અને પાપપૂર્ણ ગણતું હોય, જે એને કેવળ બુદ્ધિશૂન્ય કે અક્કલ વિનાનું જ લાગતું હોય, તે તો માણસ ક રી જ ન શ કે. ઉભયના સુખનો આધાર એમના વચ્ચેના ઐક્ય ઉપર છે–ખાસ કરીને પોતાનાં સંતાનોને યથાર્થ કેળવણી આપવા માટે આવું મત ઐક્ય ને આવી એકદિલી આવશ્યક છે–એ વાતનું ભાન પૂરેપુરું જાગ્રત હોય છતાં સ્ત્રી પોતાના પતિને દારૂડિયો કે જુગારી બનવાની સંમતિ ન આપી શકે, તેમ પુરુષ પોતાની સ્ત્રીને નૃત્ય-સમારંભોમાં રખડવાની, કે બાળકોને નૃત્ય કે તરવારબાજીનું અથવા

જૂના મતનાં ધર્મશાસ્ત્ર કે ઈશ્વરવિદ્યાનું શિક્ષણ આપવાની સંમતિ ન જ આપી શકે.

એટલે એકદિલી જાળવી રાખવા માટે તથા કેવળ સુખ જ નહિ પણ પરસ્પર પ્રેમ ને ઐક્યરૂપ સાચું કલ્યાણ સિદ્ધ કરવા માટે જે આવશ્યક છે તે એ છે કે, પતિપત્ની બેમાંથી જે એક જણ વિચારબુદ્ધિના વિષયમાં નીચી ભૂમિકા પર ઊભેલું હોય, અને પોતાના સહચરની એ બાબતમાં સ્પષ્ટ ઉચ્ચતા જોઈ અનુભવી શકતું હોય, તેણે શું ખાવું, કેમ ખાવું, કેવાં કપડાં પહેરવાં, ક્યાં રહેવું વગેરે કેવળ ગૃહજીવન વિશેની સ્થૂલ પ્રાકૃત બાબતમાં જ નહિ પણ પોતાના જીવનને કઈ દિશામાં દોરવું અને પોતાની પ્રવૃત્તિઓમાં શો હેતુ રાખવો એ ઉચ્ચતર બાબતમાં પણ એને અધીન બની એને અનુસરવું.

પતિપત્ની, તેમની ભેગાં રહેતાં તેમનાં બાળકો, તેમ તેમનાં અન્ય સર્વ નિકટવર્તી સંબંધીઓનાં સુખ બલકે સાચા કલ્યાણને અર્થે એ પતિપત્ની વચ્ચે એકદિલીની આવશ્યકતા છે. પતિપત્ની વચ્ચે જો કુસંપ હોય, એમની વચ્ચે જો કલહ થતા હોય તો તે એમને પોતાને માટે તેમ એમનાં સંતાનો માટે મહાન આફત-તુલ્ય છે, અન્ય જનોના સંબંધમાં એ વિઘ્નરૂપ છે, અને એકંદરે એ પરમ દારુણ નરકરૂપ નીવડે છે. ને આ બધું ટાળવા માટે ફક્ત એક જ વસ્તુની જરૂર છે—અને તે એ કે, એ બેમાંથી એક જણે બીજાને વશવર્તી રહી એને અનુસરવું.

મને તો લાગે છે કે, જે વ્યક્તિ પોતાનો સહચર કે સહચરી પોતાથી ઉચ્ચતર ભૂમિકા ઉપર ઊભેલ છે એમ જાણી શકતી હોય; જે વ્યક્તિ એનામાં સર્વથા સ્પષ્ટ નહિ છતાં કંઈક શુભ, કંઈક

દિવ્ય એવું તત્ત્વ નિરખી કે સમજી શકતી હોય–ને આવો અનુભવ થવો એ કંઈ વિરલ બનાવ નથી, સૌને આવો અનુભવ થાય જ છે–તેને માટે એ ઉચ્ચતર ભૂમિકાની વ્યક્તિને અધીન બની એને અનુસરવું એ તો એટલું બધું સહેલું અને આનંદપ્રદ કાર્ય છે કે સંસારમાં લોકો એ પ્રમાણે કેમ નહિ કરતાં હોય એ જ આશ્ચર્યનો વિષય છે.

૫૯

**પરિણીત** વ્યક્તિઓ વચ્ચે એકતા પ્રવર્તે એટલા માટે જરૂરનું છે કે, જગત અને જીવન વિશેના એમના વિચારોમાં જો એમની વચ્ચે એકમતી ન હોય તો એમનામાંથી જે એક જણે બીજા કરતાં એ વિષયમાં વિશેષ વિચાર કર્યો હોય તેને જેણે એ સંબંધમાં ઓછો વિચાર કર્યો હોય એણે અધીન બની અનુસરવું.

માનવજાતિની સેવા અને પોતાના કુટુંબની સેવા એ બન્નેની એકવાક્યતા આપણે, આટલો સમય લોકહિતાર્થે ને બાકીનો આટલો કુટુંબહિતાર્થે એવા સમયવિભાગ કરીને યાંત્રિક રીતે ન કરવી જોઇએ, પણ પોતાના કુટુંબની સંભાળ, પોતાના કુટુંબની કેળવણી, પોતાનાં સંતાનોની કેળવણી એ બધી પ્રવૃત્તિ દ્વારા સમસ્ત માનવજાતિની જે સેવા શકય છે તેને ભાવનાદષ્ટિએ મહત્ત્વની ગણી રાસાયણિક રીતે એ બન્ને વચ્ચે એકવાકયતા સાધવી જોઇએ. લગ્ન, યથાર્થ લગ્ન, પ્રજોત્પાદન કરી સફળ બનતું–કૃતાર્થ બનતું–લગ્ન, એ એના વાસ્તવ રહસ્ય ઉપર વિચાર કરીએ તો ઈશ્વરની પરોક્ષ સેવા જ છે, પોતાનાં સંતાનોદ્વારા કરાતી પ્રભુ-સેવા જ છે. લગ્ન ને દાંપત્યપ્રેમ દ્વારા આપણને એક પ્રકારની

નિવૃત્તિ અને શાન્તિનો જે અનુભવ થાય છે તેનું આ જ કારણ છે. લગ્ન એ પોતાનું જીવનકર્તવ્ય ઇતરને શિરે સંક્રાંત કરવાની ક્ષણ છે. લગ્ન કરીને માણુસને મનમાં થાય છે કે: "મારે જે કરવું જોઈતું હતું ને હું જે કરી શકત તે બધું જો મારાથી ન બન્યું હોય તો મારી અવેજીમાં કામ કરવા માટે મારાં સંતાનો આ રહ્યાં. મારે બદલે તેઓ એ કર્તવ્ય સિદ્ધ કરશે."

પણ મૂળ મુદ્દાની વાત એ છે કે તો પછી એ બાળકો પોતાનું એ કર્તવ્ય બજાવી શકે એવાં સમર્થ નીવડવાં જોઇએ, એમને એવી કેળવણી આપવી જોઈએ કે જેથી એ ઈશ્વરકાર્યમાં આડખીલીરૂપ ન બનતાં તેના સેવાભાર વહનારા દાસ બને, ને મારાથી જો મારી સમક્ષ રહેલી ભાવનાની ભક્તિ ન થઇ શકતી હોય તો મારાં સંતાનો તો એ ભક્તિ કરી શકે એવી પેરવી કરવા મારાથી શક્ય હોય તેટલું બધું કરવું જોઇએ. ને આ દૃષ્ટિ રાખીએ એટલે આપણાં બાળકોની કેળવણીનો સમસ્ત કાર્યક્રમ નિશ્ચિત થઇ જાય છે, તથા એ કેળવણીનું સ્વરૂપ પણ નિર્માઇ જાય છે. એ દૃષ્ટિથી પછી કેળવણીમાં ધાર્મિક રહસ્ય જોઇ શકાય છે, અને યૌવનની સઘળી સ્વાર્થત્યાગમય ઉત્તમોત્તમ મહેચ્છાઓની કુટુંબ જોડે એકવાક્યતા સાધનારો રાસાયણિક કીમિયો પણ આ જ છે.

## ૬૦

નવા અવતરેલા ઈર્વાનને* હું આવકાર આપું છું. એ ક્યાંથી

* પોતાના મિત્રને ત્યાં થએલા સંતાનજન્મ વિશે લેખક આંહી ઉલ્લેખ કરે છે.

આવે છે? શા વાસ્તે? ક્યાં જવાનો? ને એ કોણ છે? જેમને "પ્રોટોપ્લેઝમ" (જીવનરસ)થી આ સર્વ પ્રશ્નોનો ખુલાસો થઈ જતો હોય એમને તો પછી કંઈ વાંધા જેવું રહેતું નથી, પણ જે લોકોને "પ્રોટોપ્લેઝમ"થી સંતોષ ન થતો હોય તેમનો તો નવા જન્મેલા બાળકના આવિર્ભાવ અને જીવનમાં ઊંડું રહસ્ય રહેલું છે એમ માન્યા સિવાય છૂટકો થવાનો નથી. અને આ ઊંડું રહસ્ય જેટલે અંશે આપણે એ બાળક પ્રત્યેનું આપણું કર્તવ્ય બજાવીશું તેટલે અંશે જ આપણને ગમ્ય થશે.

૬૧

......પરણેલા પુરુષોએ ગમે તો પોતાની સ્ત્રીઓનો ત્યાગ કરવો જોઈએ,—પણ એવો ત્યાગ કરવો એ તો કોઈ રીતે વાજબી ગણી શકાય નહિ, એટલે એને માટે તો અવકાશ જ નથી,—અથવા તો એક સ્થળે ઠરીઠામ થઈને સ્થાયી નિવાસ કરવો જોઈએ. બાકી આ પ્રમાણેનો એક ઠેકાણેથી બીજા ઠેકાણાનો રઝળપાટો બૈરાંઓને તો અતિ કષ્ટદાયક જ લાગે, અને બૈરાંઓ એ હલાકી વેઠે છે તે પણ એ ખ્રિસ્તીજીવન ગુજારતી હોય છે ત્યારે ઈશ્વર ખાતર નહિ (આમ કહેવા બદલ મને માફ કરવાની તેમને વિનંતી છે.) પણ પોતાના સ્વામીને ખાતર જ વેઠે છે. અને એ બાપડીઓને તેમાં ભારે વિટંબણા પડે છે. તેથી મારો એવો મત છે કે માણસે દયા લાવીને એમને આ વિટંબણા ન પડે એવો યત્ન કરવો જોઈએ. નહિ તો એવું બને છે કે વરવહુ પરસ્પર પ્રત્યેના વ્યવહારમાં અમુક પ્રમાણની સમતોલતા ને સ્વસ્થતા પ્રાપ્ત કરવા હજી માંડ સફળ થયાં હોય, અને પોતાના જીવનમાં કંઈક સ્થિરતા

અનુભવવા માંડ ભાગ્યશાળી થયાં હોય ત્યાં તો વળી પાછા ઉચાળા ફેરવી બીજે ઠેકાણે નવેસરથી રેરાચતું કરવાની સઘળી પીડાઓ એકાએક એમના પર આવી પડે છે! આવી હેરાનગતિ એમના ગજા ઉપરવટની નીવડે છે, એટલે એમણે ભારે મહેનતે જે ઇમારત ઊભી કરેલી હોય છે તે કડડભૂસ કરતી નીચે પડે છે. મને ખબર છે કે આ બધાના ઉત્તરમાં તમે એમ કહેવાના કે, જિસસના ઉપદેશ પ્રમાણે, પુરુષે પોતાના કુટુંબ સાથે ન રહેવું જોઇએ, પણ પોતાનાં બૈરીછોકરાંનો ત્યાગ કરવો જોઇએ. પણ મને લાગે છે કે આવો ત્યાગ પરસ્પરની અનુમતિ પછી જ થઇ શકે. ને આ વિષયમાં ક્રાઇસ્ટની એક બીજી ઉક્તિ પણ છે, અને તે વિશેષ બંધનકારક છેઃ "પતિ અને પત્ની એ બે નથી, પણ એક જ પિંડરૂપ છે," અને "જેમને પ્રભુએ સંયુકત કર્યા હોય તેમને માણસે વિયુક્ત કરવાં નહિ." તમારા જેવા સુખી ને સમર્થ પુરુષોએ તો પરણવું જ ન જોઇએ, પણ એક વાર જો પરણ્યા અને સંતાન થયાં તો પછી જે કરી નાખ્યું તેને અળગું કરવું ન જોઈએ, હાથ ખંખેરીને એનાથી આઘું નાસવું ન જોઈએ (પાપ કરીને માણસ પછી એને ભૂંસી શકતો નથી), પણ એનાં પરિણામો સહી લેવાં જોઇએ. ને મને તો એમ લાગે છે કે પુરુષો પાસે પોતાની પત્નીનો ત્યાગ કરવાની માગણી કરવી અથવા સલાહ આપવી એ મહાપાપ છે. ખરી વાત છે કે પત્નીનો ત્યાગ કરશો એટલે તમે અત્યારે જેટલું સિદ્ધ કરી શકો છો તેના કરતાં ઘણું વિશેષ સિદ્ધ કરી શકશો અને એ કારણે એવું લાગે છે કે પ્રભુના કાર્યના અનુષ્ઠાનમાં એથી ખૂબ લાભ થશે, પણ ઘણી વાર તો એવું બને છે કે આવું કેવળ દે ખા ય જ છે (જો તમે સર્વદા શુદ્ધ હો, પરિપૂર્ણ રીતે નિષ્પાપ હો, તો આવું કહાય ખરેખર

બને.) વળી, પત્નીત્યાગની માગણી ન કરવાનું કે સલાહ ન આપવાનું એક વિશેષ કારણ એ છે કે, એમાં વ્યક્ત થતી દૃષ્ટિ મુજબ તો જે લોકોએ લગ્નરૂપ પાપ કરેલું હોય તેમને હવે તરવાનો એકે આરો જ નથી ને એમની સ્થિતિ છેક નિરાશાજનક છે એમ તેમને પોતાને તથા અન્ય મનુષ્યોને લાગશે, અને એવું થાય એ કંઈ સારું નથી. કેમકે હું તો માનું છું કે પાપી ને નિર્બળ મનુષ્યો પણ પ્રભુની સેવા કરી શકે છે.

એકવાર લગ્નરૂપ પાપ કર્યું એટલે પછી માણસે ખ્રિસ્તીને છાજે એવી સર્વોત્તમ રીતે એ પાપનાં પરિણામ સહન કરવાં જોઈએ. પછી એણે બીજું પાપ કરી આ પાપમાંથી મુક્ત થવાનાં ફાંફાં ન મારવાં જોઈએ, પણ આ અવસ્થામાં પોતાનામાં જેટલી શકિત હોય તેટલી બધીનો ઉપયોગ કરી ઈશ્વરની આરાધના કરવી જોઇએ.

૬૨

હા, પરમ પિતાની સેવાનો ક્રાઇસ્ટનો આદર્શ તો એવો છે કે એ સેવા એવી થવી જોઇએ કે જેમાં પોતાના જીવનની તેમ પોતાની જાતિનો વંશવિસ્તાર સતત ચાલુ રહે એ બાબતની કાળજીને માટે ધરમૂળથી અવકાશ જ ન રહે. એવી કાળજીથી પોતાની જાતને મુક્ત કરવાના પ્રયત્નોને લીધે માનવજાતિનો હજી સુધી તો નાશ થયો નથી. ને હવે પછી શું થશે એ તો મને માલૂમ નથી.

૬૩

સાધારણ રીતે "આપણા જમાના"ની ખાસિયતો વિશે બોલવાનું મને રુચતું નથી, પણ બધા ખ્રિસ્તી મુલકોમાં ગરીબ

ને તવંગર બેઉ વર્ગોમાં પતિઓ અને પત્નીઓ, પુરુષો અને સ્ત્રીઓ એમની વચ્ચેના વ્યવહારોમાં આપણા વખતમાં ખરેખર કંઇક ખાસ પૃથકત્વ છે ખરું. આજની સ્ત્રીઓમાં કેવળ વશવર્તીપણાનો અભાવ જ જોવામાં નથી આવતો, પણ પુરુષજાતિ પ્રત્યેનો વૈરભાવ, ગર્વપૂર્ણ તોરીપણું, પુરુષ જે કંઇ કરી શકે છે તે સઘળું પોતે પણ કરી શકે છે અને તેથી પોતે પુરુષ કરતાં કોઇ રીતે નપાવટ નથી એવું દર્શાવવાની ઉત્સુકતા, તેમ વળી નીતિ ધર્મ વિષયક વૃત્તિની શૂન્યતા––આવી નીતિધર્મવૃત્તિ સ્ત્રીઓમાં અસ્તિત્વ ધરાવતી હતી ત્યારે પણ માતૃત્વની વૃત્તિથી એ દબાઇ જતી––એ બધા અવગુણો પણ જોવામાં આવે છે, અને સ્ત્રીઓની આવી ચિત્તવૃત્તિને લીધે પતિપત્ની વચ્ચેના સંબંધો દૂષિત થએલા મને લાગે છે.

સ્ત્રીઓ સર્વથા પુરુષો સમાન જ છે એ વાત હું માનું જ છું, પણ જે ઘડીએ સ્ત્રી પરણીને માતા બને છે તે ઘડીએ સ્વાભાવિક રીતે શ્રમવિભાગ શરૂ થાય છે. માતૃત્વની વૃત્તિ પછી સ્ત્રીની એટલી બધી શક્તિને શોષી લે છે કે નૈતિક માર્ગદર્શન માટે પછી એની પાસે કશું રહેતું નથી, એટલે આવા માર્ગદર્શનનું કાર્ય આપોઆપ જ પતિના હાથમાં સંક્રાંત થાય છે. જગતના આદિ કાળથી આમ જ ચાલ્યું આવે છે.

પણ પુરુષે માર્ગદર્શનનું પોતાનું કાર્ય દુષ્ટ રીતે ને બળાત્કારે સ્થાપિત કર્યું એટલે આ સ્વાભાવિક વસ્તુક્રમ આધુનિક સમયમાં દૂષિત બન્યો છે. અને સ્ત્રીજાતિને ખ્રિસ્તી ધર્મ પાસેથી મુક્તિ મળી ગએલી હોવાથી સ્ત્રીએ પુરુષને ભયને કારણે આજ્ઞાધીન બનવાનું માંડી વાળ્યું છે, અને આજ્ઞાધીનતાની વાત દૂર રાખીએ

તો પણ માર્ગદર્શનનું કાર્ય પુરુષને સોંપવામાં લાભ છે એવી સમજથી પુરુષનું માર્ગદર્શન સ્ત્રી સ્વીકારે એવી શરૂઆત હજુ થઈ નથી—એટલે જીવનમાં સર્વત્ર અતંત્રતા અને અસ્તવ્યસ્તતા થવા માંડી છે. સમાજના એકેએક વર્ગમાં અને જીવનની અનેકવિધ પરિસ્થિતિઓમાં સર્વત્ર આ અતંત્રતા ને અસ્તવ્યસ્તતા આપણી નજરે પડે છે.

૬૪

સ્ત્રીઓ અને પુરુષોના સમાગમ ને સહવાસને પરિણામે જે દુઃખો જન્મે છે તેમાંનો મોટો ભાગ તો એક જાતિ બીજી જાતિને જરાએ સમજી શકતી નથી અને એ રીતે એ વિશે કેવળ અજ્ઞાન હોય છે એ કારણે ઉદ્‌ભવે છે.

સ્ત્રીજાતિને મન સંતતિની કેટલી મહત્તા હોય છે, સંતતિને એમના જીવનમાં કેવું ગૌરવયુક્ત સ્થાન હોય છે, એની પુરુષોને જવલ્લે જ સમજ હોય છે; તો વળી બીજી બાજૂએ, આત્મપ્રતિષ્ઠા કે સ્વમાનને અંગે બજાવવાનાં કર્તવ્ય, સામાજિક કર્તવ્ય, અને ધાર્મિક કર્તવ્ય એ બધાંનું પુરુષજાતિને મન કેટલું માહાત્મ્ય હોય છે તેની સમજ સ્ત્રીઓને એથી પણ ઓછી હોય છે.

૬૫

પુરુષે ગર્ભધારણ કર્યો ન હોય તેમ સંતાનને જન્મ આપ્યો ન હોય છતાં ગર્ભધારણ કરવો અને સંતાનને જન્મ આપવો, એ બન્ને ક્રિયાઓ ત્રાસદાયક ને કષ્ટભરપૂર છે અને મહત્ત્વની છે એટલું એ સારી રીતે સમજી શકે છે; પણ એક અભિનવ જીવનવિચારનું પ્રાકૃતિક નહિ પણ માનસિક ગર્ભધારણ કરી એને જન્મ આપવો

એ અતિકઠિન અને મહત્ત્વનું કાર્ય છે એવું તો કોઇ અસાધારણ સ્ત્રી જ સમજી શકે છે. સ્ત્રીઓ તો એ વસ્તુ સમજે છે ત્યારે પણ એમને તેનો ખ્યાલ ક્ષણભર જ ટકે છે, અલ્પ સમયમાં જ એ વાતનું એમને વિસ્મરણ થાય છે, અને જે ઘડીએ એમની અંગત રસની બાબતો ઊભી થાય છે, ઉદાહરણ તરીકે ગૃહતંત્ર કે કપડાંલત્તાંને લગતી તુચ્છ બાબતો ઊભી થાય છે તે ઘડીએ પુરુષોના હૃદય-પ્રત્યયો કે એમની જીવનશ્રદ્ધાઓની વાસ્તવિકતાનું તેમને લેશ પણ સ્મરણ રહેતું નથી, અને જલેબી કે વાયલ જેવી વસ્તુઓની સરખામણીમાં પુરુષની સઘળી જીવનભાવનાઓ એમને કાલ્પનિક તરંગી આળપંપાળ જેવી લાગે છે..

૬૬

પતિપત્નીઓ વચ્ચે જે વિરોધભાવ કે વેરવૃત્તિ જોવામાં આવે છે તેના એક મુખ્ય કારણરૂપે ગૃહતંત્ર ચલાવવાની બાબતમાં એમના વચ્ચે રહેલી સ્પર્ધાની લાગણી હોય છે, એ વિચાર આવ્યો ત્યારે મને તાજુબી થએલી.

પોતાનો પતિ પૂરતો સમજદાર ને વ્યવહારકુશળ છે એમ સ્ત્રી કદી સ્વીકારતી નથી, કારણ કે જો સ્વીકારે તો પછી એની ઇચ્છાનુસાર પોતાને વર્તવું પડે; અને એવી જ રીતે પુરુષો પણ સ્ત્રીઓના સંબંધમાં કરે છે.

મારે જો 'પ્રેમનો દંભ' ('ધ ક્રુટ્ઝર સોનેટા') એ વાર્તા અત્યારે લખવાની હોય તો આ વિચારને હું એના વસ્તુગુંફનમાં અગ્રવર્તી સ્થાન આપું.

૬૭

જેમના ઉપર બળાત્કાર કરવામાં આવતો હોય, અર્થાત્ જેઓ અપ્રતિરોધ (non-resistance)ના નિયમનું પાલન કરતા હોય તેમનું જ લાંબે ગાળે અને સરવાળે તો શાસન ચાલે છે. ઉદાહરણ તરીકે, સ્ત્રીઓ અધિકારપ્રાપ્તિ અર્થે લડત ચલાવે છે, પણ એમનું જે શાસન ચાલે છે તે તો અત્યાર સુધી એમને બળાત્કારે વશ કરવામાં આવેલ છે અને હજુ એ પ્રમાણે બળજબરીથી એમની સેવા લેવામાં આવે છે એ જ કારણે ચાલે છે. કાયદાકાનૂનો તેમ સંસ્થા ને અધિકારતંત્રો પુરુષવર્ગના હાથમાં છે. પણ લોકમત તો સ્ત્રીઓના હાથમાં—સ્ત્રીઓના જ પક્ષમાં—છે, ને લોકમતનું જોર સઘળા કાયદાકાનૂનો અને સમસ્ત સૈન્યવર્ગ કરતાં લાખોગણું વિશેષ હોય છે. લોકમત સ્ત્રીઓના હાથમાં હોય છે એની સાબિતી જોઈતી હોય તો જુઓ કે નિવાસસ્થાન, આહારવિહાર વગેરે બાબતોનો છેવટનો નિર્ણય સ્ત્રીઓ જ કરે છે, એટલું જ નહિ પણ ધનનો, એટલે કે માનવજાતિના શ્રમ કે ઉદ્યોગનો વ્યય કેવી રીતે કરવો એનો નિર્ણય પણ સ્ત્રીઓ જ કરે છે. વળી કળાકૃતિઓ, સાહિત્યગ્રંથો વગેરેની સફળતા નિષ્ફળતા વિશે તેમ અધિકારી કે શાસકવર્ગની નિમણુકો વિશે પણ છેવટનો ચુકાદો લોકમતને હાથે થાય છે અને લોકમતનું સ્વરૂપ સ્ત્રીઓને હાથે નિર્ણીત થાય છે.

એટલે જ કોઈકે કહ્યું છે કે મુક્તિ અર્થે મથવાનું છે તે સ્ત્રીવર્ગે નહિ પણ પુરુષવર્ગે.

૬૮

મનોહર સ્ત્રીના પુરુષ વિશેના મનોગત વિચાર સદા આવા

હોય છે: "એ ચતુર છે, વિદ્વાન છે, વિખ્યાત છે, ધનાઢ્ય પણ છે. વળી એ મહાન છે, નીતિપરાયણ છે, ને પવિત્ર છે; પણ મારી આગળ તો એ મૂર્ખ, જ્ઞાનહીન, દીન, અલ્પ ને નીતિશૂન્ય જ છે. એ મારા જેવીને વશ બની જાય છે, એટલે એની બુદ્ધિ, વિદ્વત્તા, અને બીજી બધી ગુણસંપત્તિ મિથ્યા છે." સ્ત્રીને નીતિશૂન્ય ને ભ્રષ્ટ બનાવી એને બરબાદ કરનારી વસ્તુ આ જ છે.

૬૯

આપણા જીવનની બધી બેવકૂફી સ્ત્રીઓના પ્રભાવમાંથી ઉદ્ભવે છે, સ્ત્રીઓનો પ્રભાવ પુરુષોની વિષયવિમુખ રહેવાની અશક્તિમાંથી ઉદ્ભવે છે, એટલે આપણા જીવનની બેવકૂફીનું કારણ પુરુષોની વિષયવિમુખ રહેવાની અશક્તિ જ છે.

૭૦

એ વાર્તા ('પ્રેમનો દંભ'–'ધ ક્રુટ્ઝર સોનેટા') લખતી વખતે મારા ચિત્ત સમક્ષ અખંડ જાગ્રત રાખેલી નાટકીય વસ્તુ-ઘટના આવી હતી:— પેલાએ પોતાની વિષયવૃત્તિ વધારી મૂકી હતી, ને દાક્તરોએ સંતાનજન્મની મનાઈ કરેલી. પેલી તો વિષયરસથી છલોછલ ભરેલી જ હતી—દારૂથી ભરેલી બંદૂકના જેવી જ એ વિષયવાસનાથી ભરપૂર હતી—ને એવી અવસ્થામાં કલાનાં સમગ્ર પ્રલોભનો એની આગળ આવી પડયાં. આવા સંજોગોમાં પોતાનું પતન એ શી રીતે રોકી શકે? પેલાએ જાણવું જ જોઈતું હતું કે એણે જ પોતાની બૈરીને આવી સ્થિતિમાં આણી મૂકી છે, ને જ્યારે એ તેને ધિક્કારવા માંડેલો ત્યારે જ એ તેની હત્યા તો કરી

મૂક્યો હતો. પછી તો એ કેવળ હત્યાને વાજબી ઠરાવે એવું બહાનું જ શોધતો હતો, ને જ્યારે એવું બહાનું એને મળી આવ્યું ત્યારે એણે આનંદપૂર્વક એનો લાભ લઇ લીધો.

૭૧

નાનાં બાળકોની કેળવણી, અથવા કેળવણી કરતાં પણ ઉછેરને અંગે ઊભી થતી ચિંતાઓ ને કરવાં જોઇતાં કામકાજો—જેવાં કે એમને સુવરાવવાં, એમને નવરાવવાં, એમનાં કપડાં ધોવાં, એમને તથા અન્ય સૌને માટે ખોરાક તૈયાર કરવો, એમનાં કપડાં સીવવાંસાંધવાં વગેરે—માંથી પાત પોતાની જાતને મુક્ત માને કે બનાવે એ જો પ્રશ્નવિષય હોય તો એવો વિચાર ને એવું વર્તન ખ્રિસ્તીને જરાએ ન છાજે એવું છેક જ નિર્દય અને અતિશય અન્યાયી છે.

બાળકોનાં ધારણપોષણમાં આમે યે તે સ્ત્રીને અનિવાર્ય રીતે વિશેષ બોજો ઉઠાવવો પડે છે, એટલે પુરુષ પોતાના જીવન-વ્યવસાયમાં અડચણ ઊભી ન થાય એવી રીતે—અડચણ ઊભી થાય તો તો હાનિ જ છે, કેમકે એનો પોતાનો વ્યવસાય પણ કુટુંબપોષણને માટે આવશ્યક છે—બાકીની જેટલી ચિંતાઓ કે પ્રવૃત્તિઓ ઉપાડી શકે એમ હોય તેટલી તેણે ઉપાડી લેવી એમાં અસ્વાભાવિકતા જેવું કશું લાગતું નથી. અને પોતાને માથેથી ઉતારી બધો બોજો સૌથી નિર્બળ તેમ સૌથી આજ્ઞાધારક વ્યક્તિ ઉપર જ લાદી દેવાની જંગલી પ્રથા આપણા સમાજમાં આટલી બધી જડમૂળ ઘાલીને ન બેઠી હોત તો દરેક પુરુષ એમ અવશ્ય કરત પણ ખરો. પણ આ પ્રથા આપણી આદતોમાં એટલી બધી ઓતપ્રોત થઇ ગઇ છે કે પુરુષવર્ગ સ્ત્રીની સમાનતાનો સ્વીકાર

કરે છે તોપણ ભારેમાં ભારે ઉદારચિત્ત, સંસ્કારી, ને દાક્ષિણ્ય-વૃત્તિવાળો પુરુષ પણ વિદ્યાગુરુ કે ધર્મગુરુની પદવી મેળવવાનો સ્ત્રીઓનો હક્ક છે એમ પોતાની સઘળી શક્તિથી પ્રતિપાદન કરશે, અથવા કોઇ સ્ત્રીના હાથમાંથી પડી ગએલો રૂમાલ લેવા પોતાના જાનના જોખમે પણ ધસશે; પણ પોતાની પત્ની આજારી બનીને પથારીવશ પડી હોય, અથવા થાકીને લોથ થઇ હોય, અથવા પોતાના બાળકના ધારણપોષણમાં વીતેલા લાંબા ગાળા પછી તે કંઇ વાંચવા–વિચારવા ઇચ્છતી હોય તે વખતે પોતાના બાળકનાં બગડેલાં કપડાં ધોવાં કે પોતાના પુત્રનાં મોજાં તૂણવાં–એવું કામ કરવાનો વિચાર સુદ્ધાં એના મગજમાં નહિ ઊતરી શકે.

આ બાબતમાં લોકમત એટલો બધો વણસી ગએલો છે કે આવાં કામકાજ કોઇ કરે તો એ હાસ્યાસ્પદ લેખાય, એટલે એવાં કામકાજ કરવામાં ભારે હિંમત ને પુરુષાતનની જરૂર છે.

એટલે આ વિષયમાં હું તમારી સાથે સર્વથા સંમત થાઉં છું, અને સંમત થાઉં છું એ વિચારથી મને હર્ષ પણ થાય છે, ને વળી આ વસ્તુનું મારા જીવનાચાર અર્થે આ રીતે સ્પષ્ટ નિરાકરણ કરવામાં તમે આમ જે મદદ કરી છે એ બદલ તમારો ખૂબ અહેશાનમંદ પણ છું.

## ૭૨

**સ્ત્રીની** ખરી મુક્તિ આમાં રહેલી છેઃ આપણે પુરુષો પોતે જેને હાથ અડકાડતાં શરમાતા હોઇએ એવું કોઈ પણ કામ ખાસ સ્ત્રીઓને માટે જ નિર્માએલું છે એમ ન ગણવું; પણ શરીરવિષયમાં પુરુષ કરતાં સ્ત્રી નિર્બળ છે એ જ કારણે પોતાના સઘળા સામર્થ્યનો ઉપયોગ કરી એને સહાયભૂત થવું, અને પોતે જે કામ

ઉપાડી શકે એમ હોય તે કામના બોજામાંથી એને મુક્ત કરવી.

એ જ રીતે બાળાઓની કેળવણીમાં પણ, ભવિષ્યમાં એમને માટે ભાગે સંતતિ થવાની અને તેથી જ્ઞાનપ્રાપ્તિ માટે ઓછો અવકાશ મળવાનો એ વસ્તુનો વિચાર કરીને, એ જ કારણે એમને માટે છોકરાઓ કરતાં ખરાબ કે ઊતરતી નહિ પણ સારી ને ચડિયાતી શાળાઓની વ્યવસ્થા કરવી, કે જેથી માતૃત્વનો બોજો એમને માથે આવી પડે તે પહેલાં જ, એમના ગજાપૂરતું જ્ઞાન ને સામર્થ્ય તેઓ પ્રાપ્ત કરી લે.

૭૩

તદ્દન ખરી વાત છે કે સ્ત્રીઓ અને તેમના કર્તવ્ય કર્મ સંબંધમાં અનેક હાનિકારક ને પરંપરાપૂજિત પૂર્વગ્રહ પ્રવર્તે છે, અને આપણે એ પૂર્વગ્રહો સામે જંગ મચાવવો જોઈએ એ વાતમાં પણ કશો શક નથી. પણ જે સમાજ સ્ત્રીઓ માટે પુસ્તકાલયો ને ઇતર સંસ્થાઓની યોજના કરતો હોય તે આવો જંગ મચાવવાની તાકાત ધરાવતો હોય એવું મને તો નથી લાગતું.

મને જે કમકમાટી થાય છે તે સ્ત્રીઓને મજૂરીના પૈસા ઓછા મળે છે એ જોઇને થતી નથી—કેમકે મજૂરીના દર તો કાર્યના પ્રકાર ઉપર આધાર રાખે છે—પણ મને તો કમકમાટી એ બીના જોઇને થાય છે કે સ્ત્રી બિચારી નાનાં બાળકોના ગર્ભ-ધારણ, સ્તનપાન ને ઉછેરનો બોજો ઉઠાવે છે; તેમાં વધારામાં વળી રસોડાની મજૂરીનો બોજો પણ એને માથે નાખવામાં આવે છે અને ચૂલા ને સગડીની સમીપ બેસી રહી શેકાઈ જવું, ઠામ-વાસણ માંજવાં, કપડાંલત્તાં ધોવાં, ટેબલ, ભોંયતળિયાં, બારીઓ વગેરે સાફ કરવું અને સીવવું સાંધવું, એ બધાં કામો પણ એને

કરવાં પડે છે. આવી સખત મજૂરી એકલી સ્ત્રી ઉપર લાદવાનું કંઇ કારણ? ઘણી વાર ખેડૂત કે કારખાનાના કામગારને, સરકારી અધિકારીને તથા એવા બીજા દરેક પુરુષને કશું કામ કરવાનું હોતું નથી, છતાં એ પડયો પડયો બીડીઓ ફૂંકશે અને સ્ત્રી– બાપડી સગર્ભા હશે કે માંદી હશે તોપણ ચૂલા આગળ શેકાવાનું, ધોવા–વીછળવાનું અને સાફસૂફ કરવાની સખત મજૂરીનું, તેમ રોગથી રિબાતા બાળકને આખી રાત ધવરાવવાનું કામ એને જ માથે રહેવા દેશે. અને આ બધું થાય છે એનું કારણ એ છે કે અમુક કામો તો કેવળ સ્ત્રીઓને માટે જ નિર્માયાં છે એવો પૂર્વગ્રહ આપણામાં જડ ઘાલી બેઠો છે. આપણામાં પ્રવર્તી રહેલી આ એક મહાભયંકર બદી છે, અને કમનસીબ સ્ત્રીઓનાં અસંખ્ય દરદો, એમની તેમ એમનાં સંતાનોની શક્તિનો ક્ષય, તથા એમનું અકાલ વૃદ્ધત્વ અને અકાલ મરણ એ સઘળી આફતો આમાંથી જ ઉદ્ભવે છે.

૭૪

સ્ત્રીઓએ સદાએ પુરુષોની આણ માની છે. જૂના મૂર્તિપૂજક જગતમાં તો એ સિવાય બીજું કશું બને એવો સંભવ નહોતો. સ્ત્રીથી પુરુષ બળવત્તર હોવાથી એ શાસન ચલાવતો. આખી દુનિયા ઉપર એવી જ સ્થિતિ હતી. (જેના અસ્તિત્વ વિશે શંકા છે એવી પુંસલક્ષણા સ્ત્રીઓ (Amazons) ની વાત અહીં આપણે અલગ રાખીએ) અને માનવજાતિના ૯૯૯ જેટલા ભાગમાં હજુ પણ એ જ સ્થિતિ છે. પણ પછી ખ્રિસ્તી ધર્મનો પ્રાદુર્ભાવ થયો. એણે શક્તિને નહિ પણ પ્રેમને સર્વસ્વ માન્યો અને તેથી સઘળા જીતાએલા ને બંદીવાન બનેલા ગુલામોને તેમ સ્ત્રીઓને

મુક્તિ આપી. પણ ગુલામો અને સ્ત્રીઓની મુક્તાવસ્થા આફતરૂપ ન થઇ પડે એટલા માટે જરૂરનું છે કે મુક્ત થએલી વ્યક્તિઓ ખ્રિસ્તી બને—અર્થાત્ તેઓ પોતાના જીવનને પોતાની જાતની નાહ, પણ પ્રભુ તેમ માનવીની સેવા અર્થે યોજાએલું ગણે. પણ ગુલામો અને સ્ત્રીઓને મુક્તિ મળેલી હોવા છતાં તેઓ આવાં ખ્રિસ્તી બનેલ નથી. એટલે એ મહાભયરૂપ થઇ પડેલ છે. દુનિયાની સઘળી આફતોનું ઉદ્‌ગમસ્થાન એ જ છે. ત્યારે હવે કરવું શું? એમને પાછી એમની અસલ ગુલામીથી જકડી દેવાં? પણ આવું કામ તો અશક્ય છે, કેમકે એવું કામ કરનારું કોઇ હવે રહ્યું નથી. ખ્રિસ્તીઓ તો આવી રીતે કોઇનો પરાભવ કરી કોઇને દબાવી શકે જ નહિ. અને ખ્રિસ્તેતર જનો કોઇનો પરાભવ કરી માનવીઓને બંદીવાન બનાવવા દે નહિ, અને કોઇ એવો યત્ન કરવા જાય તો અંદર અંદર લડાઈ જાગે ને ખરેખર, એવી અંદર અંદરની લડાઈ જાગે પણ છે, અને એમાં એવા લોકો ખ્રિસ્તીઓનો પરાભવ કરી એમને ગુલામ બનાવે પણ છે. ત્યારે કરવું શું? એક જ કામ: લોકોને ખ્રિસ્તી ધર્મ તરફ આકર્ષવા, ને એમને ખ્રિસ્તી ધર્મમાં આણવા. ને એ કામ ત્યારે જ થઈ શકે કે જ્યારે આપણે પોતે આપણા જીવનમાં ખ્રિસ્તના આદેશને અનુસરી એને સિદ્ધ કરીએ.

૭૫

જે સ્ત્રીઓ પુરુષોચિત કાર્યોની અને પુરુષસમાન સ્વતંત્રતાની માગણી કરે છે તે સામાન્ય રીતે તો સ્વચ્છંદાચાર કરવાની છૂટની જ માગણી કરે છે, જો કે એમની એ માગણીનો એવો અર્થ થાય એનું એમને ભાન નથી હોતું. અને આવી સ્વચ્છંદાચારની છૂટને પરિણામે કુટુંબજીવનની ભૂમિકાથી ઉચ્ચ સ્થિતિ ભણી પોતે ગતિ

કરી રહી છે એમ એ ધારે છે, પણ ખરેખર તો કુટુંબજીવનની ભૂમિકા કરતાં પણ એ નીચે જ સરતી જાય છે.

૭૬

બીજી બાબતો ભેગો સ્ત્રીઓ અને લગ્ન એ બાબત વિશે પણ હું પુષ્કળ વિચારો કરવા લાગ્યો છું અને મારા એ સર્વ વિચારોને વ્યક્ત કરવાનું મને મન છે. અલબત્ત, મારા એ વિચારો આજકાલ સર્વપ્રિય બનેલી સ્ત્રીઓની વિદ્યાપીઠો કે એવી કોઈ વસ્તુઓ વિશે નહોતા; મારા વિચારો તો, સ્ત્રીઓનો જે સનાતન ને મહાન વ્યવસાય છે તે સંબંધીજ હતા. આ સંબંધમાં ઘણા વિકૃત ખ્યાલોનો પ્રચાર કરવામાં આવે છે, અને તે પણ ખુદ સુશિક્ષિત સ્ત્રીઓનાં મંડળોમાં જ. ઉદાહરણ તરીકે એક એવો ઉપદેશ આપવામાં આવે છે કે સ્ત્રીએ એકલપેટું ન બનવું જોઇએ—પોતાનાં બાળકો પર અન્ય બાળકો કરતાં વિશેષ પ્રેમ ન રાખવો જોઇએ. સ્ત્રીનો વિકાસ, પુરુષ સાથેની એની સમાનતા, એ સર્વ સંબંધમાં પણ ઘણા ધુમ્મસમય ને ઢંગધડા વગરના ભ્રમિત વિચારોનો બોધ અપાય છે, પણ પોતાનાં બાળકો પર બીજાં બાળકો કરતાં વિશેષ પ્રેમ સ્ત્રીએ ન રાખવો જોઇએ એ મતનો તો સર્વદા ઉપદેશ અપાય છે, અને એ સર્વત્ર સ્વયંસિદ્ધ સત્ય તરીકે સ્વીકારી લેવાય છે. મુદ્દાની વાત જોઇએ તો એમના સર્વ ઉપદેશનો સાર એ એક વાતમાં આવી જાય છે. ને છતાં આ મત જ પાયાથી ટોચ સુધી ખોટો છે.

૭૭

માનવજાતિની સેવા એ જ દરેક માનવપ્રાણીનો—સ્ત્રી-પુરુષ ઉભયનો—ધર્મ છે. આ સામાન્ય પ્રતિપાદનમાં તો મને લાગે

છે કે કેવળ નીતિશૂન્ય વ્યક્તિઓના અપવાદ સિવાય એકેએક માણસ સંમત થશે જ. આ ધર્મના અનુષ્ઠાનમાં દરેક જણે ક્યાં ક્યાં સાધનોનો ઉપયોગ કરવો અથવા ક્યા ક્યા માર્ગ લેવા એ બાબતમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે અતિ મહત્ત્વનો ભેદ રહેલો છે. પુરુષ છે તે શારીરિક, માનસિક અને નૈતિક પ્રવૃત્તિદ્વારા માનવજાતિની સેવા કરે છે. એની સેવાના પ્રકારોમાં પુષ્કળ વૈવિધ્ય રહેલું છે. બાળકોને જન્મ આપવો અને એમને ઉછેરવાં એ સિવાયની માનવજાતિની સઘળી પ્રવૃત્તિઓ એના સેવાક્ષેત્રમાં આવી જાય છે. સ્ત્રી પણ એ જ જાતના જીવનસ્વરૂપે માનવજાતિની સેવા કરી શકે એવો સંભવ રહેલો છે, પણ એ ઉપરાંત જે એક જ સેવા પુરુષના પ્રવૃત્તિક્ષેત્રમાંથી બાતલ રાખવામાં આવી છે તે સેવાને માટે એની વિશિષ્ટ પ્રકારની શરીરઘટનાથી જ એ અનિવાર્ય રીતે નિર્માઈ છે. માનવજાતિની સેવાના બે સ્વાભાવિક વિભાગો પડે છેઃ એક વિભાગ એ કે, વિદ્યમાન માનવજાતિના કલ્યાણમાં વૃદ્ધિ કરવી, અને બીજો એ કે ખુદ માનવજાતિને સતત ચાલુ રાખવી. બીજા પ્રકારની સેવા કરવાની શક્તિથી પુરુષો વંચિત છે, એટલે પહેલા પ્રકારની સેવા કરવાનો ધર્મ એમને સોંપાયો છે અને બીજા પ્રકારની સેવા સ્ત્રીઓને સોંપાઈ છે, કારણ કે કેવળ એમનામાં જ એ પ્રકારની સેવા કરવાની શક્તિ રહેલી છે. ઉભય જાતિ વચ્ચે આ જે ભેદ રહેલો છે તે કેટલાક ભૂલવા કે વીસરવા મથે છે. પણ એમ એ કોઈએ ભૂલવો કે ભૂંસવો ન જોઈએ. એવી રીતે એ તાત્ત્વિક ભેદ જો કોઈ વીસરવા કે ભૂંસવા મથે તો તે એની ભૂલ છે, પાપ છે. આ ભેદ ઉપરથી ઉભય જાતિનાં જુદાં જુદાં કર્તવ્યોનું નિર્માણ થાય છે. આ જુદાં જુદાં કર્તવ્યો માણસોએ જાતે ઊપજાવી કાઢયાં નથી, પણ વસ્તુસ્થિતિના સ્વરૂપમાંથી જ એ ઉદ્ભવે છે. સ્ત્રી અને પુરુષના સદ્ગુણ દુર્ગુણની

મૂલવણી પણ આ ભેદને અનુસરીને જ થાય છે, અને આવી મૂલવણી દરેક યુગમાં થતી આવે છે, અત્યારે પણ વિદ્યમાન છે, અને માનવીઓમાં જ્યાં સુધી બુદ્ધિ રહેશે ત્યાં સુધી કદી નષ્ટ કે અદૃશ્ય થવાની નથી.

અને જે પુરુષે પોતાનું જીવન પુરુષોચિત વિવિધ પ્રવૃત્તિઓમાં ગાળ્યું હશે, તેમ જે સ્ત્રીએ પોતાનું જીવન પોતાની સંતતિના જનન, પોષણ અને સંવર્ધનમાં ગાળ્યું હશે, એ બન્નેને સદાએ એમ પણ લાગવાનું કે પોતે જે કર્યું છે તે યોગ્ય અને ધર્મ્ય જ હતું. એટલે માનવજાતિ તરફથી પણ એમને માન અને પ્રેમ જ મળવાનાં, કેમકે બન્નેએ પોતાનો અસંદિગ્ધ ધર્મ બજાવ્યો છે. પુરુષને સોંપાએલું કર્તવ્ય વિશેષ વિવિધતાવાળું અને વિશાળ છે, ત્યારે સ્ત્રીને સોંપાએલું કર્તવ્ય ઓછું વિવિધ, વિશેષ મર્યાદિત પણ વિશેષ ગહન છે. તેથી જ લોકમત સદાએ એવો રહ્યો છે અને રહેવાનો છે કે પુરુષે પોતાના એક કે દસ કે સેંકડો કર્તવ્યોનો ભંગ કર્યો હશે તોપણ એણે પોતાનો નવદશાંશ ધર્મ પાળ્યો ગણાશે, અને એટલા કર્તવ્યભ્રંશ પછી પણ એ દુષ્ટ કે હાનિકારક માણસ નહિ ગણાય. પણ સ્ત્રીને ત્રણ કર્તવ્યો બજાવવાનાં છે તેમાંથી એકનો ભંગ કરશે તો એણે પોતાનો બેતૃતીયાંશ ધર્મ જ પાળ્યો ગણાશે, અને બે કર્તવ્યોનો ભંગ કરશે તો તે શૂન્યવત્ ને હાનિકારક મનાશે. સામાન્ય લોકમત સદાએ આવો જ રહ્યો છે, અને સદાએ આવો જ રહેવાનો; કારણ કે એમાં જ સમસ્ત વિષયનું સારતત્ત્વ આવી જાય છે. ઈશ્વરેચ્છાને સફળ કરવા પુરુષે શારીરિક શ્રમના તેમ વિચારના ક્ષેત્રમાં ઈશ્વરની સેવા સાધવાની છે. આવી બધી પ્રવૃત્તિઓથી એ પોતાનું કર્તવ્ય બજાવી શકશે, પણ સ્ત્રીને માટે તો એની સંતતિ એ જ ઈશ્વરસેવા કરવાનું મુખ્ય ને લગભગ એકનું

એક સાધન છે; કેમકે એના સિવાય બીજું કોઇ એ સેવા બજાવી શકે એમ નથી.

કેવળ પોતાની પ્રવૃત્તિદ્વારા જ ઈશ્વર ને માનવીની સેવા કરવાનું કર્તવ્ય પુરુષને સોંપાયું છે, ને કેવળ પોતાની સંતતિદ્વારા જ સેવા કરવાનું કર્તવ્ય સ્ત્રીને સોંપાયું છે. અને તેથી સ્ત્રીસહજ એવો પોતાનાં અંગત સંતાનો પ્રત્યેનો પ્રેમ—જેની સામે દલીલ માત્ર વ્યર્થ છે એવો સહજ, અનન્ય, એકપરાયણ પ્રેમ—એ માતૃત્વમંડિત સ્ત્રીને માટે સદાએ યોગ્ય ગણાશે અને ગણાવો જોઇએ. સંતાનની શૈશવાવસ્થા દરમિયાન એના પ્રત્યે રખાતો આ પ્રેમ, મિથ્યા મતપ્રચાર કરી કહેવામાં આવે છે એવો અહંકાર નથી, એ તો કારીગર પોતે જે કામ કરી રહ્યો હોય તે કામ જ્યાં સુધી પોતાના હાથમાં હોય ત્યાં સુધી તેના પ્રત્યે જેવો પ્રેમ ધરાવે છે તેવો જ પ્રેમ છે. પોતાના કાર્યવિષય પ્રત્યેનો આ પ્રેમ તમે લઇ લો એટલે એ કાર્ય પછી અશક્ય જ બનવાનું.

જ્યારે હું જોડા તૈયાર કરતો હોઉં, ત્યારે માતા જેમ પોતાના બાળકને ચાહે તેમ એ જોડાને હું અન્ય સર્વ વસ્તુ કરતાં વધુ ચાહું છું. જો કોઇ એને ઇજા પહોંચાડે તો હું નિરુત્સાહ જ બની જાઉં. મારી એના પ્રત્યેની આ ચાહના એ જોડો હું તૈયાર કરી રહ્યો હોઉં છું ત્યાં સુધી જ ટકે છે. એ તૈયાર કરવાનું પૂરું થઇ જાય એટલે પછી એના પ્રત્યે મને અમુક આસક્તિ રહે છે ખરી, પણ તે આછી અને અધર્મ્ય જ હોય છે. માતાને પોતાના બાળકના સંબંધમાં પણ એવું જ બને છે.

પુરુષને માનવજાતિની સેવા વિવિધ પ્રવૃત્તિઓદ્વારા કરવાનું સોંપાયું છે, એટલે એ પ્રવૃત્તિઓ એ કરી રહ્યો હોય એટલો વખત એના પ્રત્યે તેને પ્રેમ હોય છે. સ્ત્રીને પોતાની સંતતિદ્વારા સેવા

કરવાનું સોંપાયું છે, એટલે એ સંતાનોને પોતે જ્યાં સુધી ઉછેરી રહી હોય—અર્થાત્ એ સંતાનો ત્રણ, સાત કે દસ વર્ષનાં થાય, ત્યાંસુધી એમના પ્રત્યે તેને પ્રેમ ઊપજ્યા વિના રહે જ નહિ.

ઈશ્વર ને માનવજાતિની સેવા કરવાના એમના ઉભયસાધારણ કર્તવ્યમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે, આ બાબતમાં તો સંપૂર્ણ સમાનતા રહેલી મને દેખાય છે, પછી એમના સેવાના પ્રકાર વચ્ચે ભલેને ભેદ હોય. એ બન્ને પ્રકારની સેવાઓ સરખી મહત્ત્વની છે. એકના વિના બીજાનો સંભવ પણ કલ્પી શકાય એમ નથી, એક ઉપરથી બીજીનું સ્વરૂપ નિર્ણીત થાય છે, પોતાનું કર્તવ્ય સિદ્ધ કરવા માટે એ ઉભય પ્રકારની સેવાઓમાં સત્યજ્ઞાનની આવશ્યકતા છે, અને આવા સત્યજ્ઞાનના અભાવે સ્ત્રી અને પુરુષ બન્નેની પ્રવૃત્તિઓ માનવજાતિને કેવળ નિરુપયોગી જ નહિ, પણ વધારામાં ઊલટી હાનિકારક પણ નીવડે છે—આ રીતે એ બન્ને પ્રકારની સેવાઓ વચ્ચે રહેલા આ સર્વસાધારણ અંશો પણ એ બન્ને પ્રકાર વચ્ચે રહેલી સમાનતાને વિશેષ પુષ્ટ કરે છે.

પુરુષને વિવિધ કામો કરવાનું સોંપાયું છે, પણ એના સઘળા યત્નો—જેવા કે ધાન્ય પકાવવાની કે પછી બંદૂકો બનાવવાની એની મજૂરી, માનવીઓના જીવનને સુખપૂર્ણ બનાવવાની કે પછી પૈસા ગણવાની એની માનસિક પ્રવૃત્તિ, અને માનવજાતિ વચ્ચે ઐક્ય સાધવાની કે પછી ઈશ્વરસ્તોત્રો ગાવાની ધાર્મિક પ્રવૃત્તિ, એ સઘળું—જ્યારે પોતાને ગમ્ય એવું જે પરમોદાત્ત–સર્વોચ્ચ–સત્ય હોય તેને અર્થે કરવામાં આવે છે ત્યારે જ ઉપયોગી અને સફળ નીવડે છે.

સ્ત્રીને સોંપાએલા કર્તવ્ય સંબંધમાં પણ એ જ હકીકત સત્ય છે. સંતાનોને જન્મ આપવાનું, સ્તનપાન કરાવવાનું અને ઉછેરવાનું

ઓનું કાર્ય માનવજાતિને ત્યારે ઉપયોગી નીવડવાનું, કે જ્યારે એ સંતાનોને તે કેવળ પોતાના પ્રમોદ અર્થે નહિ પણ માનવજાતિના ભાવિ સેવકો તરીકે ઉછેરશે, જ્યારે એ સંતાનોની કેળવણી પોતાને જ્ઞાત એવા પરમોન્નત–સર્વોચ્ચ–સત્ય ભણી સુરત રાખીને નિર્ણીત કરવામાં આવશે; અર્થાત્ જ્યારે સ્ત્રી પોતાનાં એ સંતાનોને એવી કેળવણી આપશે કે જેથી લોકો પાસેથી બને તેટલું અલ્પ લઇ બને તેટલું અધિક તેમને આપવાને તેઓ સમર્થ થાય. મારી કલ્પના મુજબની આદર્શ સ્ત્રી તો એવી હોય કે જે સર્વોચ્ચ જીવનભાવનાને, પોતાના જાણવામાં આવેલ હોય એવી સર્વોત્તમ જીવનશ્રદ્ધાને પોતાના આચરણમાં એકરસ બનાવી દઇ પોતાના હૃદયમાં અપ્રતિકાર્ય રૂપમાં રોપાએલી એવી સ્ત્રીસહજ પ્રાકૃતિક પ્રેરણાઓને અધીન બને છે, અને પોતે એકરસ કરેલી જીવન-ભાવના અનુસાર માનવજાતિની સેવા કરવાને સમર્થ હોય એવાં સંતાનો બને તેટલી અધિક સંખ્યામાં જન્માવે છે, ઉછેરે છે અને કેળવે છે. અને આ જીવનભાવનાનાં દર્શન કંઇ સ્ત્રીઓની વિદ્યાપીઠોમાં થવાનાં નથી, એની પ્રાપ્તિ તો પોતાનાં આંખકાન બંધ ન રાખતાં પોતાના હૃદયને ગ્રહણધારણપટુ બનાવવાથી જ થવાની છે.

વારું, પણ જેમને સંતતિ ન થઇ હોય, અથવા જે ન પરણેલ હોય કે વિધવા હોય એવી સ્ત્રીઓનું શું? એવી સ્ત્રીઓ પુરુષની વિવિધ પ્રવૃત્તિઓમાં સહાયરૂપ નીવડશે તો લાભ થશે. પોતાનાં સંતાનોના સંબંધમાં પોતાનું કર્તવ્ય બજાવ્યા પછી પણ દરેક સ્ત્રીમાં, જો એ બરાબર સશક્ત હોય તો, પોતાના પતિને એના કાર્યમાં સાહાય્ય કરવાનું સામર્થ્ય હોય જ છે, અને આવી સાહાય્ય અતિ મૂલ્યવાન છે.

૭૮

સ્ત્રીજાતિની અતિ સ્તુતિ કરવાની ને એની માનસિક શક્તિઓ પુરુષો સરખી જ નહિ પણ પુરુષો કરતાં ઊલટી ચડિયાતી છે એવું ભારપૂર્વક સ્થાપિત કરવાની પ્રથા અનિષ્ટ ને હાનિકારક છે.

સ્ત્રીઓને મર્યાદિત હક્ક જ આપવા એવું ન હોવું જોઇએ, પુરુષના જેવાં જ માન અને પ્રેમ એમના પ્રત્યે દર્શાવવાં જોઇએ, અને અધિકારોના વિષયમાં એ પુરુષોની સમાન જ છે,—આ બધી બાબતોમાં શંકાને અવકાશ છે જ નહિ. પણ પછી એમ કહીએ કે સાધારણ સ્ત્રીઓમાં પુરુષોના જેવું જ આધ્યાત્મિક સામર્થ્ય રહેલું છે; અને એવી આશા રાખીએ કે દરેક પુરુષમાં જે હોય છે તે દરેક સ્ત્રીમાં પણ હોય જ એ તો જાણી બૂજીને જાતને છેતરવા બરાબર છે. અને એવી જાતછેતરપિંડીથી સ્ત્રીઓને જ નુકસાન છે. કારણ કે તમે જો એવી શક્તિની દરેક સ્ત્રીમાં આશા રાખીને બેસશો તો પછી સ્ત્રી પાસેથી હક્કપૂર્વક એવી શક્તિની માગણી કરશો, અને તમારી એ માગણી જ્યારે નિષ્ફળ જશે ત્યારે તમે ચિડાઇ જશો, અને વસ્તુત: જે ગુણસંપત્તિ ધરાવવી સ્ત્રીઓને માટે કેવળ અશક્ય જ છે તે ગુણસંપત્તિના અભાવને તમે એની આડાઈ ને દુર્વૃત્તિનું જ પરિણામ માની બેસશો.

એટલે સ્ત્રીને એના વાસ્તવિક સ્વરૂપમાં પિછાનીએ, આધ્યાત્મિક દૃષ્ટિએ પુરુષ કરતાં એ નિર્બળ વ્યક્તિ છે એ વાત સમજીને સ્વીકારી લઇએ એમાં એના પ્રત્યે નિર્દયતા નથી; ઊલટું આ વિષયમાં એનામાં પુરુષ જેટલી શક્તિની આશા રાખવી એ જ નિર્દયતા છે.

નિર્બળતા અથવા ઓછી આધ્યાત્મિક શક્તિ એ પરથી મારું વક્તાવ્ય એ છે કે સ્ત્રીનું શરીર એના આત્માને ઓછું અધીન

હોય છે, શરીર સદા આત્માના આદેશને જ અનુસરે એટલી સંયમશક્તિ સ્ત્રીમાં નથી હોતી—અર્થાત્ બુદ્ધિ કે વિવેકશક્તિના આદેશોમાં સ્ત્રીની શ્રદ્ધા ઓછી હોય છે, ખાસ કરીને સ્ત્રીપ્રકૃતિનું વિશિષ્ટ લક્ષણ જ આ છે.

૭૯

સુખી કુટુંબજીવન ત્યારે જ શક્ય છે કે જ્યારે સ્ત્રીએ સર્વદા પોતાના પતિને અધીન રહી એને અનુસરવું જોઈએ એવો નિશ્ચિત ખ્યાલ સ્ત્રીના હૃદયમાં ઠસાવવામાં આવ્યો હોય, અને સ્ત્રીએ તે નિખાલસ રીતે સ્વીકાર્યો હોય. હું તો અગાઉ કહી પણ ચૂક્યો છું કે, માનવજીવન વિશે આપણને જ્યારથી માહિતી મળે છે ત્યારથી વસ્તુસ્થિતિ એમ જ ચાલી આવે છે એ જ એ વસ્તુસ્થિતિની યોગ્યતા સિદ્ધ કરે છે. સંતાનયુક્ત કુટુંબજીવન એ તો કોઈ તકલાદી નાવડામાં બેસી કરવાની મુસાફરી જેવું છે, અને જ્યારે એમાંના સર્વ જનો કોઈ એક વ્યક્તિની આજ્ઞાને વશવર્તી હોય ત્યારે જ એ શક્ય છે, અને આ એક વ્યકિત એ પુરુષ જ એમ સર્વદા સ્વીકારવામાં આવ્યું છે, અને એનું કારણ એ છે કે એને સંતાન જણવાની કે ધવરાવવાની ઉપાધિ નથી હોતી, એટલે સ્ત્રી એને માર્ગદર્શન આપી શકે એના કરતાં એ સ્ત્રીને વધુ સારું માર્ગદર્શન આપી શકે છે.

"પણ સ્ત્રીઓ શું ખરેખર સર્વથા પુરુષો કરતાં ઊતરતી કોટિની છે?" જરાએ નહિ. અપરિણીત હોય તો તો સ્ત્રી પણ પુરુષની સમોવડી જ છે. "પણ ત્યારે પછી, અત્યારે સ્ત્રીઓ કેવળ સમાનતાનો જ નહિ પણ અધિકતા ને ઉચ્ચતાનો દાવો કરી

રહી છે એનો શો અર્થ?" એનો અર્થ ફક્ત એટલો કે કુટુંબ-સંસ્થાનો હજુ વિકાસ ચાલી રહ્યો છે, અને તેથી એનું આગલું સ્વરૂપ અત્યારે છિન્નભિન્ન બની રહ્યું છે. સ્ત્રીપુરુષ વચ્ચેનો સંબંધ પણ નવીન આકાર—નવું સ્વરૂપ—ધારણ કરવાને ફાંફાં મારી રહ્યો છે, અને એમની વચ્ચેનો જૂનો સંબંધ વિચ્છિન્ન થઈ રહ્યો છે.

સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધનું આ નવું સ્વરૂપ કેવું થશે તે હજુ કોઈથી કહી શકાય નહિ, જો કે એની બાહ્ય રેખાઓ તો ઘણીખરી જણાતી આવે છે. કદાચ એ એવું સ્વરૂપ ગ્રહણ કરે કે જેમાં અત્યાર કરતાં વિશેષ સંખ્યામાં લોકો ચારિત્ર્યવિશુદ્ધિ અને બ્રહ્મચર્યનું પાલન કરે, અથવા એવું પણ બને કે સંતાન-જન્મ થયે સમાપ્ત એ પ્રકારના અલ્પકાલીન દાંપત્યસંબંધનું એ રૂપ લે, કે જેથી સ્ત્રીપુરુષ ઉભય પછી એ સંબંધમાંથી મુક્ત થાય અને બ્રહ્મચર્યપાલન કરે. સંતાનોને કેળવવાનું કામ સમાજ ઉપાડી લે એવું પણ બને. આમ નવાં સ્વરૂપોનું સ્પષ્ટ દર્શન થતું નથી, છતાં એ નવાં સ્વરૂપો ધીરે ધીરે વિકાસ પામતાં આવે છે, અને જૂના સ્વરૂપનું અસ્તિત્વ પણ પત્ની પતિને વશવર્તી બની રહે તો જ શક્ય છે એટલી વાત તો નિશ્ચિત છે. વળી પરાપૂર્વથી સર્વત્ર સદા એમ જ ચાલ્યું આવ્યું છે, ને આજે પણ જ્યાં સાચું કુટુંબજીવન છે ત્યાં એમ જ ચાલે છે.

## ૮૦

ગઈ કાલે હું સીનકીવિઝ (Sienkiewicz)નું 'Without Dogma' ('પરંપરાવાદથી પર') નામે પુસ્તક વાંચતો હતો. એમાં સ્ત્રી પ્રત્યેના પ્રેમનું ફ્રેન્ચ લોકોની વિષયપરાયણતા,

અંગ્રેજ લોકોના દંભ કે જર્મન લોકોના આડંબર કરતાં ઘણી વિશેષ સુભગ રીતે અતિશય કોમળતાપૂર્વક અને મૃદુભાવથી નિરૂપણ કરવામાં આવ્યું છે. એટલે મને વિચાર આવ્યો: " કામવિવર્જિત વિશુદ્ધ પ્રેમ વિશે એક વાર્તા લખી હોય તો સરસ થાય......એ પ્રેમ એવો હોય કે જેમાં વિષયસેવનમાં સંક્રાંતિ થવાનો લેશ પણ સંભવ જ ન હોય, અને વિષયસેવન સામે જે ઉત્તમ પ્રકારની રક્ષક ઢાલરૂપ હોય. " હં, ને વિષયાસક્તિમાંથી મુક્ત થવાનો આ એક જ ઉપાય છે એમ નથી લાગતું? જરૂર, જરૂર, એ જ ઉપાય છે. માનવીનું સ્ત્રી ને પુરુષ એવા દ્વિવિધ સ્વરૂપે જે સર્જન થયું છે તેનું રહસ્ય પણ આ જ છે. કેવળ સ્ત્રી દ્વારા જ પુરુષના બ્રહ્મચર્યનો લોપ થાય છે, અને કેવળ સ્ત્રી દ્વારા જ પુરુષ એ બ્રહ્મચર્યનું રક્ષણ પણ કરી શકે. આ વિશે લખી શકાય તો ખરેખર સરસ થાય......

## ૮૧

પશુ તરીકે માનવી જીવનકલહના નિયમને તેમ સંતાનોત્પત્તિ કરી પોતાની જાતિનો વંશવિસ્તાર કરવાની સાહજિક વિષયવૃત્તિને વશ થાય છે; પણ વિવેકબુદ્ધિ, પ્રેમ આદિ દૈવી સંપત્તિયુક્ત વ્યક્તિ તરીકે તે પ્રતિસ્પર્ધીઓ અને શત્રુઓ સાથે કલહના નહિ પણ એથી ઊલટા નરમાશ, સાલસાઈ, વિરોધીઓ પ્રત્યે પ્રેમ એવા નિયમને, અને સાહજિક વિષયવૃત્તિના નહિ પણ બ્રહ્મચર્ય-પાલનના નિયમને વશ થાય છે.

## ૮૨

માનવજાતિનો એક પરમ મહત્ત્વનો આશય એ છે કે સ્ત્રીઓને કેળવીને વિશુદ્ધ બ્રહ્મચારિણીઓ બનાવવી.

૮૩

પુરાણકથા મુજબ તો સ્ત્રી શયતાનના આયુધ જેવી છે. સાધારણ રીતે તે બુદ્ધિહીન ગમાર જ હોય છે, પણ જ્યારે તે શયતાનને અર્થે પ્રવૃત્તિ કરે છે ત્યારે શયતાન તેને પોતાની તરફથી બુદ્ધિ બક્ષે છે. એટલે પછી અધમ દુષ્કૃત્યો કરવામાં એ કેટલી દીર્ઘદૃષ્ટિ, કેટલી આગ્રહશીલતા, ને કેવો અદ્દ્ભુત બુદ્ધિચમત્કાર દર્શાવે છે તે જોઈ લેવું! પણ જ્યાં અધમ ન હોય એવું કોઈ કામ કરવાનું આવ્યું કે તરત એની એ બધી ચતુરાઈ ચાલી જવાની. પછી એ સાદામાં સાદી વાત પણ નહિ સમજી શકે, ચાલતી પળ સિવાય બીજા કોઈ પણ સમયનો ખ્યાલ એના મગજમાં નહિ ઊતરી શકે, અને (અલબત્ત, સંતાનજનન અને તેમની સંભાળ સિવાય અન્યત્ર) લેશમાત્ર ધીરજ કે આગ્રહશીલતા નહિ દાખવી શકે.

આ બધી વાત સાચી ક્રિશ્ચિયન ન હોય એવી, વિશુદ્ધિવિહીન સ્ત્રીઓને જ લાગુ પડે છે.—અરે, વિશુદ્ધ સ્ત્રીત્વનો સકળ મહિમા સ્ત્રીઓને દર્શાવવાનું તો માણસને કેવું મન થાય એવું છે! મેરીની પુરાણકથા કંઈ પાયા વિનાની નથી. વિશુદ્ધ સ્ત્રી તો વિશ્વનો ઉદ્ધાર કરવાની છે.

૮૪

……સ્ત્રીનું સૌથી પહેલું અને સૌથી વિશેષ મહત્ત્વનું કર્તવ્ય તો મેં તમને જણાવેલું એવું માનવી તરીકેનું કર્તવ્ય જ છે. લગ્નસંબંધ ને કુટુંબજીવનની બ્રહ્મચર્ય સાથે સરખામણી કરવી એ તો ગ્રામજીવનની વિવિધ પરિસ્થિતિ નગરજીવનની વિવિધ પરિસ્થિતિ સાથે સરખામણી કરવા જેવું છે. બ્રહ્મચર્યની કે

લગ્નસંબંધની સ્થિતિ સ્વયમેવ નિરપેક્ષ રીતે મનુષ્ય ઉપર કશી અસર કરી શકે નહિ. એ બેમાંથી એકે વસ્તુ સ્વયમેવ ઇષ્ટ કે દુષ્ટ છે એમ કહી શકાય નહિ. કેમકે બ્રહ્મચર્ય સાધુત્વમય હોઇ શકે તેમ પાપમય પણ હોઇ શકે, અને એ જ રીતે કુટુંબજીવન પણ પાપમય હોઇ શકે તેમ બીજી બાજૂથી સાધુત્વમય પણ હોઇ શકે.

દરેક બાળાને મારી સલાહ છે, ને તમારામાં આંતર-આધ્યાત્મિક વિકાસપ્રવૃત્તિ શરૂ થવા લાગી છે એટલે તમને તો મારી ખાસ સલાહ છે, કે લગ્નની આવશ્યકતા કે ઇષ્ટતાના વિચારને પુષ્ટિ આપે અને તેના પ્રત્યે અભિમુખ કરે એવી આપણા સમાજની જે જે વસ્તુ હોય, તે સઘળીથી—અર્થાત્ નવલકથા, સંગીત, નવરાંની વાતો, નૃત્યસમારંભો, રમતગમતો, ગંજીફાની બાજી અને સુશોભિત પોશાક પણ, એ સઘળી વસ્તુઓથી—બને તેટલા દૂર રહેવાનો યત્ન કરજો. અન્ય રમનારી વ્યક્તિઓ ભલેને ભારે ચતુર હોય, છતાં "સિક્રેટેર" જેવી રમતમાં અપરાહ્ણ ગાળવો, એ કરતાં બેઠાં પેઠાં પોતાનું પહેરણ સીવવું એમાં ખરેખર વિશેષ મજા રહેલી છે, ને આપણા આત્માનું શ્રેય તો એથી જ વિશેષ સધાય છે. અને આપણા સમાજમાં જે એવો વિચાર પ્રચલિત છે કે બાળાએ લગ્ન ન કરતાં આજીવન કુમારિકા રહેવું એ લજ્જાસ્પદ છે, તે તો પરમ ગંભીર બાબતો વિશેના સાધારણ લોકોના નિર્ણયો સત્યથી જેટલા વેગળા હોય છે તેટલો જ વેગળો છે. લગ્નાવસ્થા દરમિયાન કરવાનાં કાર્યો કરતાં ઉચ્ચતર કોટિનાં સત્કાર્યો—જેવાં કે પડોશી પ્રત્યેનાં સર્વ પ્રેમભર્યાં કાર્યો, તેને—અર્થે જે જીવન કૌમાર સેવતું હોય તે કોઇપણ પ્રકારના લગ્ન કરતાં અનંતગણું ચડિયાતું છે. "આ આદેશનો સર્વ મનુષ્યો સ્વીકાર નહિ કરી શકે, કેવળ દીક્ષિતો જ એનો સ્વીકાર કરી શકશે" ( મેથ્યું, ૧૯, ૨ ). અને સઘળી

પ્રજાઓનાં તેમ સઘળા યુગોનાં સ્ત્રીપુરુષોની આ સંબંધમાં માન્યતા પણ એવી જ છે, અને તેથી જ એ ઉભય જાતિની સઘળી બ્રહ્મચારી વ્યક્તિઓ પ્રત્યે એમણે ભારેમાં ભારે સમભાવ અને પૂજ્યભાવ દર્શાવ્યો છે. અલબત્ત, આવું માન એમને ત્યારે જ મળ્યું છે કે જ્યારે તેઓ 'સહેજે બાવા બ્રહ્મચારી' એમ નિરુપાયે લાચારીને કારણે ફરજિયાત બ્રહ્મચારી ન રહ્યા હોય, પણ ઈશ્વર-પ્રીત્યર્થે સ્વેચ્છાથી બ્રહ્મચારી બન્યા હોય. પણ આપણા સમાજમાં તો એવા બ્રહ્મચારીઓ જાણે અતિશય હાસ્યપાત્ર મનુષ્યો હોય એમ માનવામાં આવે છે. જેઓ ઈશ્વરપ્રીત્યર્થે અકિંચન રહેતાં હોય, ને ધનાઢ્ય થવાનો યત્ન ન કરતાં હોય તેમની બાબત પણ એવી જ છે. એટલે મારી તો દરેક બાળાને, અને તમને પણ, એ જ સલાહ છે કે પ્રભુસેવાનો જ, અર્થાત્ પોતાના અંતરમાં દિવ્ય તણખો સુરક્ષિત રાખી સદા એને પોષણ આપ્યા કરવાનો જ આદર્શ રાખવો, અને આવી પ્રભુસેવા કરવામાં લગ્ન જો વિઘ્નરૂપ થતું હોય તો બ્રહ્મચારી રહેવું. અને છતાં કદાચ જો એવું બને કે કોઈ એક પુરુષ પ્રત્યેની અંગત ઊર્મિને વશ બનીને તમે પરણો તોપણ સાધારણ રીતે બીજી સ્ત્રીઓ બને છે તેમ પત્નીત્વ અને માતૃત્વની તમારી પદવીથી તમારે હર્ષપુલકિત કે મગરૂર બનવાનું નથી, પણ પ્રભુસેવાનું તમારું જે મુખ્ય ધ્યેય છે તે ઉપરથી દૃષ્ટિ ખસવા ન દેતાં એ પ્રભુસેવાના કાર્યમાં તમારા કુટુંબ પ્રત્યેની તમારી એકપક્ષી અને અહંકારપ્રધાન આસક્તિ આડખીલીરૂપ ન બને એવો યત્ન કરવાનો છે.

૮૫

......તમારા જેવડી ઉંમરના અને તમારા જેવી પરિસ્થિતિમાં

મુકાએલા સઘળા જુવાન પુરુષોની અવસ્થા અતિ ભયંકર હોય છે. જે ઉંમરે, કાગળમાં પડેલી કરચલીઓ અને સળની પેઠે સદાએ ટકી રહે એવી આદતો પડે છે તે ઉંમરે તમે કશા નીતિવિહિત કે ધર્મવિહિત અંકુશ વિના તમારું જીવન ગુજારો છો, તમારા ઉપર નાખવામાં આવેલી ફરજોમાંથી એક કે બીજે રસ્તે તમે છટકી જવાનો પ્રયત્ન કરો છો, ને એ ફરજોમાં તમને કંટાળા સિવાય બીજી કશી વૃત્તિનો અનુભવ થતો નથી, અને તમને ચોતરફથી આકર્ષી રહેલી અને સદાએ સુલભ એવી વિવિધ પ્રકારની વિષયતૃપ્તિમાં જ તમારું જીવન મશગૂલ રહે છે. તમને આવી અવસ્થા સર્વથા સ્વાભાવિક લાગે છે, ને અન્યથા લાગે પણ નહિ, અને તમને તે એવી સ્વાભાવિક લાગે એમાં તમારો કશો દોષ કાઢવા જેવું પણ નથી, કારણ કે તમે એવી અવસ્થામાં જ ઊછર્યા છો, અને તમારા દોસ્તદારો કે સોબતીઓ પણ એવી જ પરિસ્થિતિમાં રહેલા છે. પણ છતાં સાચી વાત એ છે, કે તમારી આ અવસ્થા એ સર્વથા અસ્વાભાવિક અને અતિશય ભયંકર અવસ્થા છે. અને એ અતિશય ભયંકર છે એનું કારણ એ છે કે જુવાનિયાઓની જેમ કોઈ માણસ આવી વિષયતૃપ્તિને જ પોતાના જીવનનું સાધ્યસર્વસ્વ માને, તો, એવા જુવાનિયાઓની વિષયવાસનાઓ તો અભિનવ અને ખાસ પ્રબળ હોય છે, એટલે અબાધ્ય અને સુવિદિત એવા નિયમ પ્રમાણે, એનું અનિવાર્ય પરિણામ એ આવવાનું કે, મિષ્ટાન્ન સામગ્રી, વાહનવિહાર, રમતગમત, વસ્ત્રાલંકાર, સંગીતવિનોદ આદિ દ્વારા જે આનંદ પ્રાપ્ત કરવાની એમને ટેવ હશે તે આનંદ પ્રાપ્ત કરવા એમને આવા વિષયોપભોગના સાધન-સમૂહમાં નિરંતર વૃદ્ધિ કરતા રહેવું પડશે, કેમકે એક પદાર્થમાંથી એક વાર જે આનંદ મળ્યો હોય તે એ જ પદાર્થના બીજી ત્રીજી વારના

ઉપભોગથી નથી મળતો, એટલે માણસને આનંદના નવા અને વિશેષ જલદ અને ઉન્માદક પ્રકારો કે પ્રભવસ્થાનો શોધવાં પડે છે. ( આ સંબંધમાં તો એક એવો પણ નિયમ છે કે જેને આધારે એવો નિર્ણય કરવામાં આવ્યો છે કે આનંદમાં જો વૃદ્ધિ થાય છે તો એ તે ચયશ્રેઢી–ગણિતશ્રેણી–(arithmetical progression) પ્રમાણે જ થાય છે, ત્યારે આનંદોત્પાદક સામગ્રીમાં તો ઉત્તરશ્રેઢી –ભૂમિતિશ્રેણી–( gometrical progression) પ્રમાણે જ વધારો કરવો પડે છે. )

• અને "પ્રેમમાં પડવું"—પ્રેમપરાયણતા, સંવનન, પ્રિયાનુનય, હસ્તક્રિયા, સંભોગ આદિરૂપે વ્યક્ત થતી કામવાસના એ આ બધી વાસનાઓમાં સૌથી વિશેષ દુઃખમય હોવાથી, એ કામવાસનાની બાબતમાં માણસ આ અવસ્થાને બહુ વહેલો પ્રાપ્ત થાય છે. એટલે પછી, એ કામવાસનાને સ્થાને કંઇ નવતર ને વિશેષ ઉન્માદક આનંદસાધન માણસ જ્યારે શોધી શકતો નથી ત્યારે દારૂ, તમાકુ ને વિષયમય સંગીતદ્વારા આવા વિષયાનંદમાં કૃત્રિમ રીતે વૃદ્ધિ કરવાનો યત્ન શરૂ થાય છે.

ઉપર્યુક્ત જીવનક્રમ એટલો બધો સાધારણ થઇ પડયો છે કે ઘણાખરા જુવાન પુરુષો એનું જ અનુસરણ કરે છે, અને એમાં જો કોઈ અપવાદરૂપ વ્યક્તિ નીકળતી હોય તો તે અલ્પ જ હોય છે. આવા જીવનક્રમને અનુસરતાં એ લોકો જો વખતસર ચેતીને આત્મનિગ્રહ મેળવે છે તો થોડી ઘણી હાનિ પછી પણ વાસ્તવ જીવનમાં તેઓ પ્રવેશ કરી શકે છે, અને એ પ્રમાણે જો તેઓ ચેતીને એમાંથી પાછા નથી વળતા તો તેઓ સર્વથા વિનષ્ટ થઇ જાય છે. સેંકડો જુવાનિયાઓને એ રીતે વિનષ્ટ થઇ જતાં મારી સગી આંખે મેં જોયા પણ છે.

એટલે તમારા જેવી વિષમ અવસ્થામાં છૂટકબારી એક જ છે, અને તે એ કે સઘળી પ્રવૃત્તિ બંધ પાડી દેવી, નિવૃત્તિથી શાન્ત ચિત્તે વિચાર કરવો, પરિસ્થિતિનો ખ્યાલ આણવો, અને જીવનની કોઈ ભાવના કે જીવનનો કોઇ આદર્શ શોધી કાઢવો—અર્થાત્ તમે કેવા થવા ઇચ્છો છો તે શોધી કાઢવું—અને પછી એ ભાવના કે આદર્શને સિદ્ધ કરી શકાય એવી રીતે જીવન ગુજારવું.

૮૬

મારો તો સદાનો અભિપ્રાય છે કે માણસ જો નીતિમત્તાની ગંભીરતાપૂર્વક ખેવના કરતું હોય તો એની એક અચૂક નિશાની એ છે કે સ્ત્રી કે પુરુષ જે કોઇ પોતાથી વિજાતીય વર્ગની વ્યક્તિ હોય તેની સાથેના સંબંધમાં તે પોતાના શીલસંરક્ષણને માટે અખંડ સાવધાનતાપૂર્વક વર્તન ચલાવશે........

ન—જે જાળમાં સપડાએલ છે તે સહેલાઇથી સમજી શકાય એમ છે, અને મારી કલ્પના પ્રમાણે એ જેવા પ્રમાણિક ને સત્યનિષ્ઠ સ્વભાવનો છે એવા સ્વભાવનાં મનુષ્યોમાં આ પ્રમાણે સપડાવાનો બનાવ સર્વથા સાધારણ છે. અમુક પ્રકારનો સંબંધ આપોઆપ સ્થાપિત થઈ ચૂક્યો હતો, એના ઉપર જરા પણ ઢાંકપિછોડો કરવાની તેની ઇચ્છા નહોતી, પણ એ સંબંધનો સીધેસીધો ને પ્રકટ સ્વીકાર કરી તેને માનસિક આધ્યાત્મિક સ્વરૂપ આપવાની એની ઇચ્છા હતી, અને તેનું આ પરિણામ છે એમ હું સમજું છું.

"પ્રેમપરાયણતા"ની અવસ્થાથી ચિત્તની જે ઉન્નતિ સધાય છે તેનો લાભ લઇ પ્રભુસેવાના કાર્યમાં તેનો વિનિયોગ કરવો એવો એનો વિચાર છે, એ વાત હું બરાબર સમજું છું. અને આ

વિચાર પ્રમાણે કરવું એ શક્ય પણ છે, ને મને લાગે છે કે જે લોકો આવી પ્રેમપરાયણતાની અવસ્થામાં આવી પડે એમની શક્તિમાં એ અવસ્થાની અસરને લીધે વૃદ્ધિ પણ થાય અને એમણે ન ધાર્યાં હોય એવાં નગદ શુભ પરિણામો પણ એમાંથી નીપજે. હું એવા દાખલાથી પરિચિત છું, અને અનેક વાર એ પ્રમાણે થતું મેં જોયું છે. પણ આ વિષયમાં એક ભયસ્થાન એ રહેલું છે કે આવા સંબંધોમાં અંગત અનુરાગ જ્યારે અદૃશ્ય થાય છે (અને એ પ્રમાણે બનવાનો પૂરો સંભવ છે) ત્યારે પોતાની શક્તિની અંદર જે વૃદ્ધિ થતી હોય છે તે બંધ પડી જાય છે એટલું જ નહિ, પણ પ્રભુસેવાનાં કાર્યોમાં જે રસ રહેલો હોય છે તે પણ સઘળો ઊડી જાય છે. ઘણા દાખલામાં આ પ્રમાણે બનતું મેં દીઠું છે. એટલે આ પ્રમાણે બને છે અને બનવાનો સંભવ છે એ હકીકત સિદ્ધ કરે છે કે પ્રભુના કાર્ય કે પ્રભુની સેવાનો કોઈ પણ બાહ્ય પરિસ્થિતિ ઉપર આધાર રહી શકે નહિ તેમ રહેવો ન જોઈએ, પણ ઊલટી સઘળી બાહ્ય પરિસ્થિતિનો આધાર એ પ્રભુસેવા ઉપર જ, એ પ્રભુસેવા આવશ્યક છે અને એમાં આનંદ રહેલો છે એવા ખ્યાલ ઉપર જ રહેવો જોઇએ. એ જ પ્રમાણે લોકસ્તુતિની પ્રેરણાથી માણસ પ્રભુસેવા કરવાની પોતાની શક્તિને સબળ કરી શકે. અને ઘણીવાર એ પ્રમાણે સબળ કરવામાં આવે પણ છે, પણ અહીં પણ પાછું એ જ ભયસ્થાન રહેલું છે કે લોકસ્તુતિ જ્યારે મંદ પડી જાય છે ત્યારે પ્રભુસેવા પ્રત્યે પણ પાછી ઉદાસીનતા ઉદ્‌ભવે છે.

આ બધી વાત તો તમે જાણો છો અને તમે વ્યક્ત પણ કરી છે, એટલે મારા છેલ્લા પત્રમાં તમને મેં જે એમ લખેલું કે સ્ત્રી-પુરુષના લગ્નનો ઉદ્દેશ જ્યારે ઉભયે મળીને પ્રભુની અને માનવજાતિની

સેવા કરવાનો હોય છે ત્યારે એ યોગ શુભ જ ગણાય એવો ન—નો જે અભિપ્રાય છે એ બાબતમાં હું સંમત થાઉં છું; તેમાં હવે હું એક વાત ઉમેરવા માગું છું, અને તે એ કે સ્ત્રીપુરુષનો આવો યોગ શુભ ગણાય એનું કારણ એ નથી કે સ્થૂલ શારીરિક દાંપત્ય-સંબંધથી પરમાત્માની આવી સેવા કરવાની શક્તિમાં વૃદ્ધિ થાય છે, પણ એનું કારણ તો એ છે કે કેટલાંક મનુષ્યોમાં પ્રેમપરાયણ બનવાની, પ્રેમમાં પડવાની ચંચલ વૃત્તિ પ્રધાન હોય છે, એવી વૃત્તિ આગળ તેઓ પરવશ બની ગયાં હોય છે, એટલે આવું ચાંચલ્ય એમની સઘળી શક્તિ પરમાત્મસેવાને ચરણે સમર્પી દેવાના કાર્યમાં નડતરરૂપ નીવડે છે, તેને સ્ત્રીપુરુષ વચ્ચેનો આવો યોગ દૂર કરે છે અને તેથી તે શુભ ગણાય છે. આમ હોવાથી પરમાત્માની તેમ માનવજાતિની સેવા માટે જો પૂર્ણ બ્રહ્મચર્ય પળાય તો તો એ સર્વોત્તમ અને સૌથી વિશેષ અનુકૂળ અવસ્થા ગણાય, છતાં, કેટલાંક મનુષ્યોના સંબંધમાં લગ્ન એમના ચિત્તના વિક્ષેપકારણને દૂર કરીને એમનું સમાધાન કરી એમને શાન્તિ બક્ષે છે, એટલે એવું લગ્ન એમની સેવાશકિતને સબળ કરી શકે છે. પણ આ સંબંધમાં માણસોએ પછી એટલું સમજવું આવશ્યક છે—અને મારે કહેવાની મુખ્ય બાબત પણ એ જ છે—કે લગ્નની અંદર તેમ લગ્નની બહાર, પરિણીત અપરિણીત ઉભય અવસ્થામાં પ્રેમપરાયણ બનવાની શકિત અને તેને પરિણામે એ વખતે ઉદ્દ્ભવતી ચિત્તની ઉન્નતિ એ બન્ને (કેટલાક લોકો ધારે છે તેમ) દિલ બહેલાવવા માટે કે પ્રમોદને માટે કે કલાત્મક સર્જનને માટે નિર્માએલ નથી, અથવા ન—ધારે છે તેમ પ્રભુસેવા કરવાની શકિતમાં વૃદ્ધિ કરવા અર્થે નિર્માએલ નથી, પણ એ પ્રેમપરાયણતા અને એ ચિત્તોત્કર્ષ તો એક પતિ કે એક પત્ની સાથે સ્થૂલ

રતિસંગ કરવા માટે ને એ દ્વારા સંતાનોત્પાદન કરવા માટે તથા પરસ્પર પતિપત્નીને વિષયવાસનાના મોહમાંથી મુક્ત કરવા માટે નિર્માએલ છે. એટલે પ્રેમપરાયણ બનવાની આ શક્તિનો આ સિવાય અન્ય કોઈ હેતુ સિદ્ધ કરવામાં ઉપયોગ કરવામાં આવશે તો તેથી પરિણામે જીવનમાર્ગ સરળ કે મધુર નહિ બને પણ ઊલટો વિશેષ વિષમ બનશે.

અને તેથી જ તમે જે કહો છો કે આ એક મહાભયંકર જાળ પથરાએલી છે, અને એમાં માણસ જેટલી સાવચેતી રાખે તેટલી ઓછી જ છે, તેમાં મારી પૂરેપૂરી સંમતિ છે. "વારું" કેટલાક કહે છે: "સજાતીય વ્યક્તિઓ સાથે જેવો મૈત્રીસંબંધ રાખીએ છીએ તેવો જ મૈત્રીસંબંધ વિજાતીય વ્યક્તિઓ સાથે રાખવામાં શો બાધ છે?" એવો મૈત્રીસંબંધ ન રાખવાનું કશું કારણ નથી, ઊલટું જેટલો વિશેષ પ્રેમ આપણે આવા સંબંધોમાં પરસ્પર કેળવી શકીએ તેટલું ઇષ્ટ જ છે, છતાં જે વિચારપ્રધાન ગંભીર ને નિખાલસ પ્રકૃતિનો પુરુષ હશે તે તો ન— ની પેઠે તરત જોઇ શકશે કે સ્ત્રીઓ સાથેનો 'આવો મૈત્રીસંબંધ કોઇ ઓર પ્રકારનો જ હોય છે. પુરુષ જો આત્મવંચના નહિ કરે તો એ સર્વદા જોઇ શકશે કે આવા પ્રસંગોમાં પુરુષો કરતાં સ્ત્રીઓ સાથે પરસ્પર નિકટગમન વિશેષ સહેલાઇથી સાધી શકાય છે, અને એને લાગશે કે અહીં તો પોતાની બાઇસિકલ અત્યંત સરળ રીતે પૂરવેગમાં દોડતી જાય છે, અને સામાન્ય સંજોગોમાં એને ચલાવવા માટે જે યત્ન કરવો પડે છે તેની આંહીં જરૂર પડતી નથી. એટલે એને જણાશે કે આમ બનવાનું કંઇક કારણ હોવું જોઇએ. તેથી નીતિવિષયમાં સાવધાન રહેનાર પુરુષ તો જેવો આવી વસ્તુસ્થિતિ જોશે કે તરત જ સમજી જશે કે આવી

દશામાં પાછળનો પ્રેરક વેગ વધી જશે એટલે ગમે તો લગ્ન કરવું પડે અથવા એકપરાયણ પ્રેમમાં પુરાઈ જવું પડે એવી સ્થિતિમાં એ ઝપાટામાં મુકાઈ જશે. તેથી જો એ ટેકરી નીચે ધસડાઈ જવા નહિ માગતો હોય તો એકદમ એ પોતાના પર સંયમ મૂકી પોતાની ગતિને રોકી દેશે.

## ૮૭

**ગર્ભનિરોધની** હિમાયત કરતું પુસ્તક હું જોઈ ગયો.[૧] જો કોઈ માણસ એમ કહેતો હોય કે મુડદાં સાથે કામસંબંધ રાખવામાં કશી હાનિ નથી ને ઊલટો ખૂબ આનંદ છે, તો એવા માણસના એ કથનનું નિરસન કરવા લખવા બેસવાનું જેમ આપણને મન ન થાય, તેમ આમાંની દલીલોનું નિરસન કરવા પણ લખવા બેસવાનું મન થતું નથી. સંભોગ એ તો પોતાને તેમ પોતાના સહચરને ઉભયને હીણપત લગાડે એવી હલકી ને જુગુપ્સોત્પાદક ક્રિયા છે, એમ જે માણસ સમજી શકતો ન હોય— હાથી જેવું પ્રાણી પણ એ વાત સમજી શકે છે[૨]—સંભોગ એ

૧. તા. ૧૧–૭–૧૯૦૧ના આ પત્રમાં, કુટુંબની જનસંખ્યામાં વધારો થતો અટકાવવાની રીતોની હિમાયત કરતું એક લોકપ્રિય અંગ્રેજી ચોપાનિયું ટૉલ્સ્ટૉયને વાંચવા મોકલેલું તેનો એ ઉલ્લેખ કરે છે. ગર્ભનિરોધ બાબત કેટલાંક પ્રસંગોપાત્ત વચનો અત્યાર સુધીના ફકરાઓમાં આવે છે, પણ તેમાં સ્પષ્ટ મતદર્શન નથી, એટલે એવું સ્પષ્ટ મતદર્શન મેળવવા એ ચોપાનિયું ટૉલ્સ્ટૉયને મોકલવામાં આવેલું.

૨. પ્રકૃતિવિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે નર અને માદા વચ્ચેના

તો માનવીએ પોતાના પશુભાગની વેદી ઉપર અનિચ્છાએ ધરેલો બલિ છે, અને જે પ્રજોત્પાદનને અર્થે આવી અળખામણી, તિરસ્કારપાત્ર, લજ્જાસ્પદ અને છતાં કેટલીક વેળાએ અદમ્ય એવી વાસના આપણી પ્રકૃતિમાં રોપવામાં આવી છે તે પ્રજોત્પાદનના હેતુને સિદ્ધ કરે તો જ અને તેટલા પૂરતી જ આ સંભોગક્રિયા સકારણ અને નિર્દોષ ગણી શકાય એમ છે—એમ જે માણસ સમજી ન શકે, તે માણસ ભલે તર્કબાજી કે દલીલ કરવાનું સામર્થ્ય ધરાવતો હોય છતાં હજુ પશુની ભૂમિકા ઉપર જ ઊભો છે, એટલે એ ખોટો છે અને એના વિચાર વિપથગામી છે એમ એને સમજાવવું કે પુરવાર કરી બતાવવું એ કામ અશક્ય છે.

માલ્થસવાદના[1] છલપ્રપંચને તો હું આ વિષયમાં લેશમાત્ર લેખામાં જ લેતો નથી, કેમકે જે નીતિવિષય સદાએ આંતર અને આત્મલક્ષી છે તેને બાહ્ય અને પરલક્ષી ગણતરીઓથી—જેમાંની સારામાં સારી ગણતરીઓ પણ હેત્વાભાસથી ભરપૂર હોય છે એવી ગણતરીઓથી—સમર્થિત કરવાનો એમાં પ્રયાસ થાય છે. વળી ખૂન, પ્રયત્નપૂર્વક કરેલો કૃત્રિમ ગર્ભપાત અને આ રીતના

---

સંબંધમાં અતિશય વિષયવિમુખતા એ હાથીનું વિશિષ્ટ લક્ષણ છે, અને જ્યારે હાથીઓને બંદીવાન બનાવ્યા હોય ત્યારે, કોઇ એમને જુએ છે એવો જ્યાં સુધી એમને ખ્યાલ રહે ત્યાં સુધી એમની મારફત પ્રજોત્પત્તિ કરાવવી એ અતિ વિકટ કાર્ય છે.

૧. માલ્થસ—જાણીતો અંગ્રેજ અર્થશાસ્ત્રી. જનસંખ્યાને વધી જતી અટકાવવા એણે કેટલાક ઉપાયો સૂચવેલા, અને એ વિશે એક પ્રબંધ લખેલો. લોકોમાં એથી ભારે ચકચાર થએલી, અને ઘણાએ એનો વિરોધ કરેલો.

ગર્ભનિરોધનું કાર્ય એ બધાં વચ્ચે ગુણ, ધર્મ કે પ્રકારની દૃષ્ટિએ લેશમાત્ર ભેદ નથી, એ વાત પણ હું અહીં જણાવવા માગતો નથી.

માફ કરજો, હે ભાઇસા'બ, પણ આવી બાબતમાં ગંભીરતાથી કંઈ પણ બોલતાં લજ્જા અને ઘૃણાના ભાવ વછૂટે છે. એ કરતાં તો, મનુષ્યો અધમતાની આટલી અંતિમ હદે પહોંચી ગયાં તે એમની નૈતિક બુદ્ધિનો કેટલો બધો વિપર્યાસ થઇ ગયો છે અને એમાં કેટલો બધો સડો પેઠો છે એ વિશે જ વિચારવા તથા બોલવાનું વિશેષ મન થાય એવું છે. અને આવા વિપરીત વાદો ઊભા કરનાર સાથે તો દલીલ કરવા જેવું નથી લાગતું, પણ એમની દવા કરવાની જ વિશેષ જરૂર લાગે છે. આ લોકો આવાં ફાંકડાં પુસ્તકો લખી શકે છે અને પોતાની પશુતા તથા હેવાનિયતભર્યા જંગલીપણાની પુષ્ટિમાં તત્ત્વ-જ્ઞાનને ખેંચી આણવાની ધૃષ્ટતા કરે છે તેના કરતાં તો ખરેખર, ભાઈ, રશિયાનો અભણ દારૂડિયો ખેડૂત અનંતગણો સારો કે દુષ્ટમાં દુષ્ટ વહેમોમાં સબડતો હોવા છતાં સંભોગને એ સદાએ પાપરૂપ જ માને છે અને ગર્ભનિરોધની આવી ક્રિયાના વિચારમાત્રથી એ ત્રાસી ઊઠે છે.

૮૮

નૈતિક કાનૂનનો ભંગ કરી મનુષ્યો ગુના તો ભાતભાતના કરે છે, પણ વિષયલાલસાજન્ય ગુના અંદર અંદર એકબીજાથી છુપાવવાને તેઓ જેટલી કાળજી અને ખંત રાખે છે તેટલી બીજા ગુના છુપાવવા નથી રાખતા. નૈતિક કાનૂનનો ભંગ કરે એવા ગુના તો અનેક છે, પણ આ વિષયલાલસાજન્ય ગુના જેટલો સર્વ-સાધારણ ગુનો એકે નથી, અને આવાં વિવિધ ને ભયંકર સ્વરૂપો

ધારણ કરી મનુષ્યને પરવશ કરી દેનાર ગુનો પણ બીજો એકે નથી. કેટલાંક લોકો આ ગુનાનાં અમુક કાર્યોને અતિ ઘોર પાપ-રૂપ ગણે છે, તો બીજાં કેટલાંક લોકો વળી એનાં એ જ કાર્યોને છેક સામાન્ય સગવડરૂપ કે પ્રમોદરૂપ ગણે છે. આવી રીતે પરસ્પર વિરુદ્ધ એવા અનેક અભિપ્રાયો લોકો ધરાવતા હોય એવો નૈતિક કાનૂનવિરોધી ગુનો બીજો એકે નથી. આટલો બધો દંભ પણ બીજા એકે ગુનામાં નથી જોવામાં આવતો. એના પ્રત્યે માણસ જે પ્રકારનું વલણ ધરાવે તે જ એ માણસ નીતિવિકાસમાં કયે પગથિયે ઊભો છે એ કહી આપે એવો ગુનો પણ બીજો એકે નથી. વ્યક્તિઓનું તેમ સમસ્ત માનવજાતિની પ્રગતિનું સત્યાનાશ વાળી મૂકે એવો ગુનો પણ બીજો એકે નથી......

૮૯

જે માણસ સત્ય શું છે તેનો નિશ્ચય કરવા માટે વિચાર ચલાવતો હશે, તેને આ વિચારો સરળ ને સ્પષ્ટ લાગશે. વિચિત્ર, વિરોધાભાસી તેમ અન્યાયયુક્ત તો એવા માણસને જ લાગશે, કે જે સત્ય શું છે તેનો નિશ્ચય કરવા માટે નહિ, પણ અનેક દુર્ગુણો અને દોષોથી ભરપૂર હોય છતાં પોતાનું જીવન યોગ્ય જ છે, એમ માની શકાય એટલા માટે જ દલીલ કરતો હશે.

૯૦

આ કામ કોઈ દહાડો પૂરું થાય એવું છે જ નહિ. હજીય હું એના એ મહાપ્રશ્નનો જ સતત રીતે વિચાર કરી રહ્યો છું, અને એમાં હજુ ઘણું સ્પષ્ટ કરવાનું ને ઉમેરવાનું છે, એમ હજીય

મને સતત રીતે લાગ્યા કરે છે. આ પ્રશ્ન અતિ વિશાળ છે, કેમકે ખુદ આ વિષય જ પરમ મહત્ત્વનો અને અત્યંત નવીન છે, અને માણસની શક્તિ તો, કશી મિથ્યા કે ઔપચારિક નમ્રતા વિના કહું તો, છેક જ તુચ્છ અને પ્રસ્તુત પ્રશ્નના ગૌરવના પ્રમાણમાં છેક જ અપર્યાપ્ત છે.

એટલે મને તો એમ લાગે છે કે જે જે માણસોને આ વિષયમાં ભારે રસ પડતો હોય તે સઘળાએ આમાં કામે વળગી પડવું જોઈએ. એ સૌએ પોતપોતાના સામર્થ્યાનુસાર આ વિષયમાં અન્વેષણ ચલાવી આ બાબત બને તેટલી સ્પષ્ટ કરવી જોઈએ. આ વિષયમાં પોતાને જે વિચાર આવતા હોય અને પોતાને જે લાગતું હોય તે દરેક માણસ જો પોતાની અંગત દૃષ્ટિથી નિખાલસપણે જણાવે, તો અત્યારે જે ઘણી વાતો અંધકારગ્રસ્ત છે તે પ્રકાશમાં આવે, જે બાબતો છુપાવવાનો ખોટો રિવાજ ચાલ્યો આવે છે તે બાબતો પ્રકટ થાય, અપરિચિતતાને કારણે જે વસ્તુઓ વિચિત્ર લાગતી હોય તે વિચિત્ર લાગતી બંધ થાય, અને ખોટી રીતે જીવન ગુજારવાની ટેવ પડેલી હોવાથી અત્યારે જે સ્વાભાવિક લાગી રહ્યું હોય એવું ઘણું પછી ગોગ્ય લાગતું બંધ થાય. અનુકૂળ પરિસ્થિતિને લીધે આ વિષય પ્રતિ સમાજનું લક્ષ ખેંચવાની મને બીજા કરતાં વિશેષ સરળતા તથા તક મળી છે, પણ હવે બીજી વ્યક્તિઓ પણ જુદી જુદી દિશાએથી આ કામને ચાલુ રાખી આગળ ધપાવે એ આવશ્યક છે.

૯૧

જગતમાં શારીરિક પ્રેમ અને આધ્યાત્મિક પ્રેમ, એમ બે જાતની પ્રેમવૃત્તિ છે. શારીરિક વિષયપરાયણ પ્રેમનું ઉદ્‌ભવસ્થાન

સમભાવ અને અસ્પષ્ટરૂપે અનુભવાતો પ્રમોદ છે; ત્યારે, એથી ઊલટું આધ્યાત્મિક પ્રેમ પ્રકટે છે તે પોતાના અંતરની દુર્વૃત્તિઓ સામેના વિગ્રહમાંથી, તેમ એવો પ્રેમ આવશ્યક છે તથા આપણે ધિક્કાર નહિ પણ પ્રેમ રાખવો જોઇએ એવા જાગ્રત ભાન કે ખ્યાલમાંથી પ્રકટે છે. એ પ્રેમ લગભગ હમેશાં દુશ્મનો પ્રત્યે દાખવવાનો હોય છે. અતિ મૂલ્યવાન અને સર્વોત્તમ એવો એ પ્રેમ છે.

## ૯૨

ઉન્નત, આધ્યાત્મિક મનોદશામાંથી અધમ વિષયપરાયણ મનોદશામાં સંક્રાન્તિ થવી એ બનાવ મનુષ્યમાત્રમાં સામાન્ય છે, અને તેમાંએ જુવાન મનુષ્યોમાં એવો બનાવ વારંવાર બને છે. આ એમાંથી મનુષ્ય તરીકે પોતાની વાસ્તવ દશા નૈસર્ગિક રીતે કઇ છે એ જાણવાની બહુ જરૂર છે.

## ૯૩

'પતિને એક જ પત્ની હોય, અને પત્નીને એક જ પતિ હોય' એ નિયમનું આધારભૂત તત્ત્વ શું એમ તમે પૂછો છો અને વિશેષમાં તમને એમ લાગે છે કે, આ નિયમનું ઉલ્લંઘન કરવામાં આવે તો કશું અનિષ્ટ ન નીપજે.

પતિને એક જ પત્ની હોય અને પત્નીને એક જ પતિ હોય એ નિયમને આપણે જો ધાર્મિક નિયમ તરીકે ગણીએ, અર્થાત્ મૂળભૂત, નિરપેક્ષ ને નિરપવાદ નિયમરૂપે ગણીએ, તો આમાં તમને મૂંઝવણ થાય છે એ સકારણ ને વજૂદવાળી કહેવાય. પણ આ નિયમ કંઇ મૂળભૂત ધાર્મિક નિયમ નથી, પણ આ તો મૂળભૂત

ધાર્મિક નિયમ ઉપરથી તારવી કાઢેલા નિગમનમાત્રરૂપ જ છે; ને એ મૂળભૂત ધાર્મિક નિયમ તો પોતાના પડોશી પ્રત્યે પ્રેમ રાખવો, આપણા તરફ જેવું વર્તન રખાય એમ આપણી ઇચ્છા હોય તેવું વર્તન એના તરફ રાખવું એ છે, અને પત્નીવ્રત કે પતિવ્રતનો નિયમ તો કદી ચોરી નહિ કરવારૂપ અસ્તેયના નિયમ તથા આળસુ બની બેસી ન રહેવારૂપ ("જે કામ ન કરે તે ખાય નહિ.") ઉદ્યોગના નિયમની પેઠે એમાંથી ફલિત કરેલું નિગમનમાત્ર છે. આ સર્વ તેમ એવા અન્ય અનેક નિયમો, એ તો મૂળભૂત નિયમમાંથી વ્યવહારજીવનનાં વિવિધ સ્વરૂપો માટે શા શા આદેશો ફલિત થાય છે તેનાં શાણા ધર્માચાર્યોએ કરેલાં સૂચનો જ છે. વ્યવહારજીવનના ભૌતિક આર્થિક સ્વરૂપ અર્થે ફલિત થતો આદેશ અસ્તેયનો છે; આજીવિકાની પ્રાપ્તિ કેવે પ્રકારે કરવી તેને માટે ફલિત થતો નિયમ બીજાની મહેનત ઉપર તાગડધિન્ના ન કરતાં જાતે મહેનત કરવાનો આદેશ છે; માણસ માણસ વચ્ચેના વ્યવહારને માટે, વેર ન લેવું, અપરાધીને સામી ધજા ન કરવી, પણ સઘળું ગળી જઇ એને ક્ષમા આપવી એવો આદેશ ફલિત થાય છે; અને એ જ રીતે કામવિષયમાં પુરુષે એક પત્ની સાથે જ સંબંધ રાખવો, ને સ્ત્રીએ એક પતિ સાથે જ સંબંધ રાખવો, એ આદેશ ફલિત થાય છે.

ધર્માચાર્યનું કથન એમ છે કે, વ્યવહારનાં આ સર્વ સ્વરૂપો કે સંબંધમાં મનુષ્ય જો આવી રીતે વર્તે તો એથી એનું હિત સધાય; અને દુનિયામાં સાધારણ રીતે જેવું વર્તન રાખવાનો રિવાજ છે તેના કરતાં આ પ્રકારનું વર્તન વધારે સારું છે. વળી એવા પણ પ્રસંગો હોઈ શકે, કે જેમાં આ આદેશોનું અનુસરણ ન કરવાથી લેશમાત્ર અનિષ્ટ ન નીપજે, છતાં એ આદેશોનું અનુસરણ કરવામાં જ

વિશેષ લાભ ને સલામતી રહેલ છે, કેમકે આ આદેશોના ઉલ્લંઘનને પરિણામે પાર વિનાની પીડાઓ ઊભી થએલી તેમ અત્યારે પણ હજી ઊભી થાય છે. અને બીજા નિયમોની વાત બાજૂ પર રાખી પત્નીવ્રત અને પતિવ્રતના પ્રસ્તુત નિયમનો વિચાર કરીએ તો, પુરુષને એક જ પત્ની હોય અને સ્ત્રીને એક જ પતિ હોય, એ નિયમના પાલનથી એ નિયમના ઉલ્લંઘન કરતાં ચારિત્ર્ય-શુદ્ધિ અને બ્રહ્મચર્યપાલનનો ખ્રિસ્તી ધર્મનો જે આદર્શ છે તેની વિશેષ નિકટ ને નિકટ પહોંચી શકાય છે એ હકીકત પણ પત્નીવ્રત અને પતિવ્રતના આ નિયમને પુષ્ટિ આપે છે.

તમે તો યુવાન પુરુષ છો, એટલે આ આદર્શની નિકટમાં નિકટ તમે પહોંચો, તેમ જે કંઇ વાસ્તવ શુભ હોય તે સર્વ પ્રાપ્ત કરો, એવી મારી અભિલાષા છે;—અલબત્ત, વાસ્તવ શુભ તો આંતર-વિકાસ સાધી આત્માને સર્વાંગ સંપૂર્ણ બનાવવો એમાં જ રહેલું છે.

૯૪

મારો તો એ મત છે કે કોઈ પુરુષે કોઇ સ્ત્રી સાથે જો શરીરસંગ કર્યો હોય, અને એથી એ સ્ત્રીને જો સંતાન જન્મ્યું હોય કે જન્મે એવો સંભવ હોય, તો એ પુરુષ પછી એ સ્ત્રીનો ત્યાગ ન કરી શકે અને એણે ન જ કરવો.

૯૫

પતિ ને પત્ની એ બે નહિ પણ એકરૂપ જ છે, એવા જે સુવાર્તાના શબ્દો છે તેમાં પરમગંભીર રહસ્ય રહેલું છે. એટલે લગ્નસંબંધ તોડી નાખવો, તલ્લાક આપવી, અથવા કુટુંબમાં મન

ઊંચાં થાય એવું કામ કરવું—આવું કશું તમે ત્યારે જ કરી શકો, કે જ્યારે ઈશ્વરને ને અંતરાત્માને માથે રાખી, એમ કર્યા સિવાય બીજો આરો જ નહોતો એમ તમે ઈશ્વર ને અંતરાત્મા સમક્ષ પુરવાર કરી શકો.

૯૬

જેને પોતાથી સંતાનપ્રાપ્તિ થઇ હોય એવી પત્નીનો ત્યાગ કરવો એને તો હું પુરુષનું દુષ્કૃત્ય સમજું છું. આવા દુષ્કૃત્યમાંથી ગંભીર પરિણામપરંપરા ઉદ્‌ભવ્યા વિના રહેવાની નહિ, અને એમાં પણ સૌથી ગંભીર પરિણામો ત્યાગ પામનાર પત્નીને નહિ પણ ત્યાગ કરનાર પતિને ભોગવવાં પડવાનાં એ નક્કી. લગ્નજીવન એટલે જીવનમાં સુખસગવડ અને આનંદપ્રમોદની વૃદ્ધિ, એમ જે સાધારણ પ્રચલિત માન્યતા છે તે સ્વીકારવાની મને લાગે છે તમે પણ ભૂલ કરી બેઠા છો. પણ વસ્તુતઃ લગ્નજીવન એવું છે જ નહિ. લગ્ન-જીવન એટલે તો સદાએ જીવનનાં સુખસગવડ ને આનંદપ્રમોદમાં કાપ ને ઘટાડો જ, કેમકે એમાં પુરુષ ઉપર નૂતન વિષમ કર્તવ્યો બજાવવાનાં આવી પડે છે. જે લગ્નજીવન પ્રત્યે લોકો એવી પ્રબળ ને અદમ્ય વાસનાથી આકર્ષાય છે કે બહુધા પુરુષથી એ ખાળી ખળાય નહિ તે લગ્નજીવનનું ધ્યેય જીવનનાં સુખસગવડ વધારવાનું નહિ, પણ માનવજાતિનો વંશવિસ્તાર ચાલુ રાખવારૂપ જે કર્તવ્ય મનુષ્યનું છે તેની સિદ્ધિ કરવી એ જ છે.

૯૭

……તમારા પુત્રના લગ્નસંબંધમાં કશા સંદેહ વિના પૂર્ણ નિશ્ચયપૂર્વક હું કહી શકું કે કોઇ પણ પ્રકારના સંસ્કારવિધિ થએલ

હોય કે ન હોય તોપણ દરેક પ્રકારનું લગ્ન ધર્મ્ય પ્રતિષ્ઠાસ્પદ એટલે જ અંશે ગણાય, કે જેટલે અંશે સંતાનપ્રાપ્તિ કરવી હોય તો કેવળ એકબીજા મારફત જ કરવી એવી એકનિષ્ઠતાની પરસ્પર બંધનકારી પ્રતિજ્ઞા પરણનાર વ્યક્તિઓએ લીધી હોય અને એ પ્રતિજ્ઞા કે નિશ્ચયને જેટલે અંશે તે અમલમાં મૂકે.

૯૮

......‘પ્રેમમાં હોવું એ કંઇક પ્રેમને મળતી આવતી અવસ્થા છે અને એ લાગણી બહુ સરસ છે’ એવો જે ભારે હાનિકારક ને સર્વસાધારણ ભ્રમ પ્રચલિત છે તેને તમે પણ વશ થયા હો એમ લાગે છે; પણ ખરી રીતે તો એ દુષ્ટ અને ભારે નુકસાનકારક લાગણી છે, અને એનાં પરિણામ સદા સંતાપજનક નીવડે છે. જે માણસ ધાર્મિક કે નૈતિક નિયમને ન સ્વીકારતો હોય તે આવી લાગણીમાં રચ્યોપચ્યો રહી શકે, પણ પ્રેમમાં પડવારૂપ અવસ્થા—પ્રેમપરાયણતાની અવસ્થા—ને ધર્મ્ય ગણો એટલે પછી પ્રેમ એ જીવનધર્મ છે એમ નહિ ગણી શકો. પ્રેમ જ્યારે આત્મપ્રપોષણ કે સ્વસંતોષને અર્થે ન મથતો હોય પણ આત્મવિસ્મરણ કે આત્મવિલોપનરૂપ હોય ત્યારે જ સાચો પ્રેમ ગણાય ને આવા શુદ્ધ પ્રેમનાં દર્શન તમને તમારી પત્નીમાં થશે અને એ ભાવ તમને વાસ્તવ સુખ આપશે. પણ અન્ય કોઇ વ્યક્તિ માટેની લાગણી તો જો તમે એમાં આસક્ત ને લીન બની જશો તો નીતિવિષયમાં તમને નીચા ઉતારશે અને પરિણામે તમારે દુઃખ જ વેઠવું પડશે એ સિવાય બીજું કશું ફળ એમાંથી તમને મળવાનું નથી.

૯૯

તમે એમ ધારો છો કે એ સ્ત્રીનો ઉદ્ધાર કરવાની વાસના એ તમારા હૃદયનો પ્રધાનભાવ છે, પણ એમ ધારવામાં તમે આત્મપ્રતારણા જ કરો છો. જો તમારા હૃદયનો પ્રધાનભાવ એ હોત, ખાસ એ સ્ત્રીને જ નહિ પણ ગમે તે માનવપ્રાણીનો ઉદ્ધાર કરવાની સામાન્ય વાસના જો તમને હોત, તો એ સ્ત્રીની વાત ન હોત એવે પ્રસંગે પણ તમારો એ હૃદયભાવ પ્રકટી નીકળ્યો હોત. પણ તમારા હૃદયનો પ્રધાનભાવ તો તમારી શૃંગારવાસના છે, અને તમારા ચિત્તમાં અત્યારે એ અતિ તીવ્ર બની ગઇ છે. તેથી તમે જો મારી સલાહ પૂછતા હો તો હું તો તમને એમ જ કહું, કે એ સ્ત્રી સાથેનો તમારો સઘળો સંબંધ તમે તોડી નાખો, અને કોઇ પણ એક જ વ્યકિત માટે નહિ પણ સકળ જનસમૂહ માટે તમારા હૃદયમાં પ્રેમવૃત્તિ વિકસાવવા તમારી પાસે હોય તેટલી બધી શક્તિ ખરચી નાખો. કારણકે માનવમાત્રનું મુખ્ય જીવનકર્તવ્ય એ જ છે.

૧૦૦

જનતાનાં દુઃખોનું તેમ જગતમાંના અનર્થોનું એક મુખ્ય કારણ સ્ત્રીપુરુષ વચ્ચેનો કામસંબંધ છે, એટલે માનવજાતિએ આ કામસંબંધને બને તેટલો ઓછો અનર્થકારી ને નિર્દોષ બનાવવા અનાદિકાળથી યત્ન કર્યા કર્યો છે, અને માનવબુદ્ધિએ બધી બાજૂથી પરિપૂર્ણ ને ખામીરહિત બનાવેલા એવા નિયમો અને ધારાધોરણો એ ઉદ્દેશથી રચ્યા છે. આ સઘળા નિયમોના ભંગથી ભંગ કરનારને હાનિ જ થઈ છે, એટલે આવા સંકુલ, ગંભીર ને

ગહન વિષયમાં કેવળ ઊર્મિથી જ દોરવાઇ જવું એ તો માનવીને મળેલી બુદ્ધિનો હાથે કરીને ત્યાગ કરવા બરાબર અને જાણી જોઇને પશુકોટિની નીચી પાયરીએ ઊતરી જવા બરાબર છે. આ ઊર્મિના સંબંધમાં મોટે ભાગે લોકો એમ કહે છે કે તે "સાચી, ઉદાત્ત અને નીતિવિહિત ઊર્મિ" હોવી જોઇએ. પણ દુર્ભાગ્યની વાત એ છે કે દરેકને પોતાની ઊર્મિમાં કંઇક વિશિષ્ટ સચ્ચાઈને ઉદાત્તતાનાં દર્શન થાય છે. 'આ ખરો એસિડ છે ને આ હલકો એસિડ છે, એમ બતાવી આપે એવા 'લિટમસ પેપર' જેમ આવે છે, તેમ 'આ સત્ય ને ઉદાત્ત ઊર્મિ છે, ને આ અસત્ય ને અધમ ઊર્મિ છે' એમ ભેદ બતાવી આપે એવો કોઇ જાતનો 'લિટમસ પેપર' જો આવતો હોય તો તો ઊર્મિથી દોરવાઇ જવું એ બરાબર ગણાય. પણ એવો કોઇ 'લિટમસ પેપર' તો છે નાહ, એટલે જો તમે કેવળ ઊર્મિથી જ દોરાવાનું સ્વીકારશો, તો સઘળી જાતના લોકો પોતાની પાશવ ઊર્મિને વિશિષ્ટ ઉદાત્તતાયુક્ત ગણીને, પશુ કરતાં પણ હલકી પાયરીએ ઊતરી પડશે અને પોતાને તેમ પોતાનાં સંતાનોને અનર્થસાગરમાં ડુબાડી મારશે.

૧૦૧

સંભોગ કરતાં વિશેષ તિરસ્કારપાત્ર ને જુગુપ્સાજનક ક્રિયા કોઇ હોઇ શકે ખરી ? માણસને એની ભારેમાં ભારે ચીતરી ચડે એવું કરવું હોય તો એનું વીગતવાર વર્ણન કરવાની જ જરૂર છે. તેથી જ પાશવદશામાંથી બહાર આવી અધ્યાત્મજીવનમાં પ્રવેશ કરનારી સઘળી પ્રજાઓ સંભોગક્રિયા તેમ સંભોગોપયોગી અવયવોની બાબતમાં સદાએ શરમની લાગણી—લજ્જાનો ભાવ—અનુભવે છે. એમ હોવાનું કારણ શું, એમ જો તમે પૂછતા હો,

તો ઉત્તર સ્પષ્ટ છે: માનવી એ જેટલા પ્રમાણમાં બુદ્ધિપ્રધાન અને આત્માનુશાસિત પ્રાણી છે તેટલા પ્રમાણમાં આવી ક્રિયા કરતાં એ અટકે, અને આવી ક્રિયા કરવા એને પરવશ બનાવી ધકેલતી વિષયવાસના સામે એ જ્યારે ટક્કર ઝીલી ન શકે ત્યારે જ કેવળ એ એવું કામ કરે, એટલા માટે જ આ લજ્જાનો ભાવ એના હૃદયમાં મુકાએલો છે. અને છતાં આવું કામ કરવાની આવેગપૂર્ણ અને દુર્દમ પાશવવૃત્તિ એના હૃદયમાં રોપવામાં આવી છે તે તો આવશ્યક હોય ત્યાં સુધી માનવજાતિનો વંશવેલો ચાલુ રહે એટલા જ માટે. તેથી આ સંભોગક્રિયાનાં તેમ એ ક્રિયામાં ઉપયોગી એવા અવયવોનાં સ્તુતિગાન ગાવાં અને તેનો યશવિસ્તાર કરી કરીને તેને સાતમે આસમાને ચડાવી દેવાં એ તો માનવપ્રકૃતિનો કેવો ભયંકર વિપર્યાસ છે! ને આ કહેવાતા રસકોવિદો તથા કલાકારોને અત્યારે એ સિવાય બીજું કંઈએ સૂઝતું જ નથી!

૧૦૨

શણગારેલું ઘર, સુશોભિત રાચરચીલું, ટાપટીપ ભરેલો ભભકાદાર પોશાક, સંગીત, મઘમઘતાં તેલઅત્તર, સ્વાદિષ્ટ ને મસાલાદાર અન્નપાન, ને સ્પર્શેન્દ્રિયને આનંદમગ્ન કરે એવાં લીસાં સુંવાળાં મૃદુ આસનશયનો—પંચેંદ્રિયોને લાડ લડાવવા નિત્ય નવી શોધાતી યોજાતી આ સામગ્રી વિષયવાસનાને ઉત્તેજનારી વસ્તુઓ છે. પણ ઉજ્જ્વલતા, પ્રકાશ, સૂર્ય, વૃક્ષરાજિ, લીલોતરી, આકાશ આદિની નૈસર્ગિક શોભા, કૃત્રિમ અલંકારસાજ વિનાના માનવ-શરીરનું દર્શન, પક્ષીગણનો કલરવ, પુષ્પોની સુવાસ, સાદા અન્ન-

ફ્લનું અશન, અને કુદરતી પદાર્થોનો સ્પર્શ એ કંઇ વિષયવાસનાને ઉત્તેજતાં નથી. વિષયવાસના તો વીજળીની રોશની, શણગારસામગ્રી, ભભકાદાર વસ્ત્રાલંકાર, સંગીત, ખુશબોદાર અત્તરો, સ્વાદિષ્ઠ વાનીઓ ને મૃદુ આસનશયનોથી ઉત્તેજાય છે.

૧૦૩

**માનવીને** જે વિવેકબુદ્ધિ અને વાણીની બક્ષિસ મળેલ છે તે એની પાશવ વિષયવાસનાઓનો બચાવ શોધી કાઢવા માટે નહિ પણ એ વિષયવાસનાઓ સામે ઝૂઝવા અર્થે, અને વિવેકબુદ્ધિના એ આદેશોને વિશદ ને સ્પષ્ટ કરી એને ઉગ્ર બનાવવા તથા પોતાની જાતને એ આદેશોને અધીન બનાવવા માટે જ એ બક્ષિસ એને મળેલ છે. સ્ત્રીપુરુષ વચ્ચેના કામસંબંધની બાબતમાં તો વિવેકબુદ્ધિએ એક આવશ્યકતા લોકો સમક્ષ ક્યારની પુરવાર કરી બતાવી છે કે, આવા કામસંબંધને પરિણામે પ્રજોત્પત્તિ થાય છે એટલે એ કામસંબંધ મહાભયંકર દુઃખોનો જનક ન બને એટલા માટે એ સંબંધનું યથાર્થ નિયમન કરવું જોઇએ. આ કામસંબંધની બાબતમાં મનુષ્યની એક સાદામાં સાદી અને સ્પષ્ટમાં સ્પષ્ટ ફરજ તો એ છે કે જેને પરિણામે સંતાનજન્મ થાય એવા સમાગમમાં આવનાર સ્ત્રી અને પુરુષ ઉભયે પછી એમ જ માનવું જોઇએ કે, તેઓ પરસ્પર સદાને માટે જોડાએલાં છે; એટલે પછી એક વાર એક પુરુષ સાથે સમાગમમાં આવનાર સ્ત્રી અન્ય કોઇ પણ પુરુષ સાથે એ પ્રકારનો સંબંધ રાખી શકે નહિ; અને એક વાર એક સ્ત્રી સાથે એવા સમાગમમાં આવનાર પુરુષ પણ અન્ય કોઈ સ્ત્રી સાથે

એ પ્રકારનો સંબંધ રાખી શકે નહિ. ને આનું જ નામ લગ્ન. આવી રીતે જોડાએલ સ્ત્રીપુરુષ મહાભયંકર દુઃખોમાંથી બચી જાય તેમ પોતાના સંતાનને યથાર્થ રીતે ઉછેરીને કેળવી શકે એટલા માટે, તેમની વચ્ચે આવા જીવનભરના અવ્યભિચારી સંબંધની આવશ્યકતા છે.

## ૧૦૪

દૈહિક વાસનાઓમાંથી મુક્ત થવાના અવિરત યત્નોની પરંપરા એનું જ નામ માનવજીવન. એ યત્નોમાં જ જીવનનું સૌખ્ય સમાએલું છે. આવા યત્ન સદાએ શક્ય છે, તેમ એને પરિણામે દેહ ઉપર આત્માનો વિજય એ પણ સદાએ શક્ય છે. આમાં વિજય એવાને જ નથી મળતો, કે જેને આવા યત્નમાં શ્રદ્ધા નથી હોતી—જે આવા યત્નની આવશ્યક્તામાં હૃદયપૂર્વક માનતો નથી હોતો. અને આવા યત્નમાં શ્રદ્ધા બેસે એટલા માટે માણસને યત્ન કરવામાં જ જીવનનું રહસ્ય રહેલું છે એ વાતનું જ્ઞાન હોવું જોઈએ, તેમ એ વાત એના આચારમાં એણે અનુભવગોચર કરવી જોઈએ.

## ૧૦૫

જે માણસનું પતન ન થયું હોય તેણે હવે પછી ન થાય એને માટે પોતાની સઘળી શક્તિઓનો વિનિયોગ કરીને મથવું; કેમકે પતન પામેલા માણસને વિષયવાસના સાથે ઝૂઝવાનું કાર્ય પતન ન પામેલા માણુસ કરતાં દશગણું, સોગણું, અરે, સરખાવી ન શકાય એટલા બધા ગણું વિશેષ કઠિન થઈ પડે છે; પણ ઝૂઝવું–

અર્થાત્ ચારિત્ર્યવિશુદ્ધિ જાળવવા માટે મથ્યા કરવું—એ તો (પરિણીત તેમ અપરિણીત ઉભય વર્ગની વ્યક્તિઓ માટે) સર્વદા અને સર્વાવસ્થામાં આવશ્યક જ છે. આવું મથન ખરેખર અનિવાર્ય છે કે કેમ એ વિશે તમને શંકા રહેતી હશે. તમારી એ શંકાનું કારણ હું સમજી શકું છું, કેમકે તમારી આજૂબાજૂ એવાં માણસો એકઠાં થયાં છે, જેઓ પ્રતીતિપૂર્વક નિશ્ચયાત્મક રીતે એમ પ્રતિપાદન કરે છે કે, આવી રીતે વિષયવાસના સામે મથન કરવાની આવશ્યક્તા નથી તેમ એવું મથન પ્રકૃતિથી વિરુદ્ધ પણ છે.

એટલે હમણાં તો તમારે ખૂબ મહેનત કરીને તમારા ચિત્તમાં એ વાત બરાબર ઠસાવવાની છે કે, માનવી જેવા વિવેકબુદ્ધિયુક્ત પ્રાણીને માટે તો વિષયવાસના સામેનું અવિરામ અને સતત યુદ્ધ એ એની પ્રકૃતિથી વિરુદ્ધ વસ્તુ નથી પણ માનવજીવનનું એ એક અનિવાર્ય અંગ છે: કેમકે માનવીને આપણે કેવળ પ્રાણી તરીકે ઓળખતા નથી, પણ વિવેકબુદ્ધિની બક્ષિસ પામેલ પ્રાણી તરીકે ઓળખીએ છીએ. પ્રાણી તો પ્રજોત્પાદન કરે છે, પણ જાતિ જાતિ વચ્ચે પ્રવર્તતો કલહ ને મારામારી (કેટલાંક પ્રાણી તો અન્ય પ્રાણીનાં ભક્ષ્યરૂપ જ બને છે) ને લીધે તેમ બાહ્ય પરિસ્થિતિને લીધે એમની સંખ્યામાં અતિશય વધારો થતો નથી, અને આ બાહ્ય પરિસ્થિતિમાં ફેરફાર કરવાનું તો પ્રાણીઓમાં સામર્થ્ય હોતું નથી; પણ માનવી તો વિવેકબુદ્ધિયુક્ત પ્રાણી છે, એટલે એક તો એ એમ કરી શકે કે કલહ ને મારામારીને બદલે પોતાના જેવા અન્ય માનવાઓ સાથે તેમ ઇતર પ્રાણીઓ સાથે બુદ્ધિમાન્ય એવો વિવેકયુક્ત સંબંધ રાખી શકે, અને બીજું એ કરી શકે કે પોતાના અધ્યાત્મજીવનને પ્રતિકૂળ હોય એવી બાહ્ય પરિસ્થિતિનું એ પરિવર્તન સાધી શકે. ખરી વાત છે કે અત્યારે તો માણસ-

પોતાની બુદ્ધિનો આ કાર્યમાં સદુપયોગ નથી કરતો અને પોતાના જેવા અન્ય માણુસોને નિર્મૂળ કરવામાં જ મશગૂલ રહે છે, એટલે બાળ તેમ પુખ્ત વયના અસંખ્ય મનુષ્યો ટાઢ, રોગ ને ગજા ઉપરવટના વૈતરાને લીધે મરણશરણુ થાય છે. છતાં એવો સમય આવવાનો ખરો કે જ્યારે વિવેકબુદ્ધિયુક્ત પ્રાણીરૂપ મનુષ્યો એક-બીજાનાં ગળાં કાપવાનું મૂકી દેશે, અને પોતાનું પાર્થિવ જીવન એ પ્રકારનું રચશે, કે જેથી અત્યારની જેમ એમની સંખ્યા પચાસ વરસમાં બેવડી નહિ થાય અને થોડા સૈકામાં આખી પૃથ્વી પણ એમને ન સમાવી શકે એવડી મોટી સંખ્યા થઈ પડે એવી ઝડપથી તેઓ જે પ્રજોત્પાદન અત્યારે કરી રહ્યા છે તે નહિ કરે. ત્યારે શું તેઓ છેક ગરીબ માણુસોને મારી નાખવાનાં, અથવા એકબીજાનો સંહાર કરવાની જે આદિકાળની પ્રથા હતી તેનો ફરીથી પ્રચાર કરવાનાં? ના રે, એ બધું હવે અશક્ય છે, તેમ અનાવશ્યક પણ છે. અનાવશ્યક હોવાનું કારણુ એ છે કે "પ્રકૃતિ" એ માનવીમાં વિષયપરાયણુતાની પાશવવૃત્તિ ભેગી પવિત્રતા ને ચારિત્ર્યવિશુદ્ધિની આધ્યાત્મિક વૃત્તિ પણ રોપી છે. ને દરેક અવિકૃત યુવાન તેમ બાળાના હૃદયમાં વિશુદ્ધિની આ વૃત્તિ સદા જાગ્રત હોય છે, ને આ શુભ અને ઉન્નત વૃત્તિ છે એટલે પુરુષે આ વૃત્તિનું રક્ષણુ તથા પોષણુસંવર્ધન પોતાના અંતરમાં સદાએ—પોતાનું પતન થયું ન હોય ત્યારે એ તેમ પતન થયા પછી પણ, એમ સર્વાવસ્થામાં—કર્યા કરવું જોઈએ. ને નીતિપરાયણુ પુરુષના સંબંધમાં આ પતન એ લગ્નનું—અર્થાત્ સર્વદા એક જ સ્ત્રીનો સહવાસ રાખવાના કર્તવ્યનું—રૂપ લે છે. અને લગ્નરૂપ પતન પછી પણ બ્રહ્મચર્યપાલન અર્થે મથવાની આવશ્યક્તા તો પહેલાં જેટલી જ રહે છે.

આ પ્રમાણે તમારા પત્રે મારા ચિત્તમાં જે વિચારોને જગાડયા

તે તમારા લાભને અર્થે અહીં જેમ આવ્યા તેમ લખી નાખ્યા છે. ઉપસંહારમાં, શુભ અને સત્યને અર્થે મથતા યુવાનને વૃદ્ધ પુરુષ હૃદયપૂર્વક આપે એ શિખામણ જ મારે આપવાની છેઃ તમારામાં જેટલું સામર્થ્ય હોય તેટલા સઘળાનો ઉપયોગ કરીને તમારી વિશુદ્ધિને અખંડરૂપે રક્ષી રાખો, પ્રલોભનો આવે તેની સામે ઝૂઝો, કદી હતાશ તો થાઓ જ નહિ, અને આત્મનિગ્રહની લગામ કદી ઢીલી પડવા દો નહિ. તમે પૂછશો, કેવી રીતે ઝૂઝવું? શું કરવું? શું ન કરવું? બેશક, આ સંબંધમાં જે વહેવારુ સલાહ અપાય છે તેથી તો તમે વાકેફ હશો જ, જો ન હો તો આ વિષયનું વિવેકપૂર્વક પ્રતિપાદન કરનારું કોઈ પુસ્તક લઈ એમાંથી વાંચી જજો, એટલે તમને સમજાશે કેઃ તમારે મદ્યપાન કરવું નહિ, માંસ-ભક્ષણ કરવું નહિ, ધૂમ્રપાન કરવું નહિ, અને શિથિલ મનોવૃત્તિવાળા છીછરા દિલના સોબતીઓનો, તેમાંએ ખાસ કરીને શિથિલ મનોવૃત્તિવાળી છીછરા દિલની સ્ત્રીઓનો સંગ કરવો નહિ. આ બધાંથી તો વાકેફ હશો જ અથવા થઈ શકશો. એટલે મારી તમને એ જ શિખામણ છે, અને મારે મન તો એ અતિ મહત્ત્વની ને મુદ્દાની વાત છે કે, પોતાના જીવનનું રહસ્ય સમજવું, પોતાની શારીરિક વિષયવાસનાઓની તૃપ્તિમાં નહિ પણ ઈશ્વરેચ્છાના અનુસરણમાં જીવનનું રહસ્ય રહેલું છે, પાશવજીવન નહિ પણ આધ્યાત્મિક જીવન ગાળવામાં જીવનરહસ્ય રહેલું છે, એ વાતનો જાતઅનુભવદ્વારા સાક્ષાત્કાર કરવો.

## ૧૦૬

બ્રહ્મચર્ય અને ચારિત્ર્યવિશુદ્ધિ એ એવી ભાવના છે કે એને સિદ્ધ કરવા માણસે સદાએ સર્વાવસ્થામાં મથ્યાં જ કરવું ઘટે. જેમ

જેમ વિશેષ તમે એ ભાવનાને સિદ્ધ કરશો, તેમ તેમ ઈશ્વરની આંખમાં તમે વિશેષ પુણ્યાર્જન કરશો; પણ એ અપ્રત્યક્ષ વાત જવા દઈએ ને કેવળ પ્રત્યક્ષ વાત જ કરીએ તોપણ તમારું પોતાનું કલ્યાણ પણ તમે વિશેષ પ્રમાણમાં સાધી શકશો; કેમકે શરીરપરાયણ ને વિષયાધીન બની જવા કરતાં બ્રહ્મચર્યપાલન અને વિશુદ્ધિરક્ષણ કરવાથી મનુષ્ય ઈશ્વરની વિશેષ આરાધના કરી શકે છે.

